# સંદેશ ગીતાવલિ.

કેશવ હ. શેઠ.

# સ્વદેશ ગીતાવલિ..

રચીને પ્રસિદ્ધ કરનાર:-

કેશવલાલ હરગોવિદદાસ શેઠ.

ઉમરેઠ.

મૂલ્ય રૂ. ૦-૧૪-૦.

મુખ્ય એજન્ટ:-

**રા. જીવણલાલ અમરશી મહેતા.**

પિરમશા રોડ-અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. સંવત્ ૧૯૭૫. પ્રત ૫૦૦.

ધર્મવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં હીરાલાલ વસતદાસે છાપી.

૪૬૩ રીચીરોડ, અમદાવાદ.

# સાંકળિયું.

## નિવેદન.

સ્વાતંત્ર્યપ્રિય, આપણા આર્યબન્ધુઓની સ્વમાનયુક્ત સંગીન હીલચાલવાળો આધુનિક યુગ આ પુસ્તકના મૂખ્ય પ્રેરકતત્વ રૂપ છે, અને આધુનિક યુગનાજ એક સાચા કર્તવ્યદક્ષ નાગરિક ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેશાઇ એલ્, સી, પી. એસ્.–તેઓએ **પ્રસ્તાવના** લખી પુસ્તકનુ ઓળખાણ કરાવ્યુ છે: તેથી હવે "નિવેદન" માં મારે જે કાંઇ કહેવાનું બાકી રહે છે તે એટલુંજ કે:—

૧ ગૂજરાતનાં પ્રતિષ્ઠિત પત્રોમાં છૂટક છૂટક છપાયલાં વિવિધ પદ્ય પૈકી, પુસ્તક રૂપે હજુ પ્રસિદ્ધિ નહિ પામેલી મારી બ્હોળી પદ્ય કૃતિયોમાંથી સ્વદેશ ગીત રૂપે ગોઠવી શકાય તેટલાં પદ્ય આ તકે પ્રકટ કર્યા છે. ગૂજરાતના કાવ્યરસજ્ઞો આ ( કાવ્યો નહિ પણ ) પદ્ય ગીતોમાંથી ઘણું કાવ્યત્વ શોધવાના વ્યર્થ મંથનમાં નહિ પડતાં ગીતલક્ષ્ય અને ગીતવહન ભણીજ દૃષ્ટિ ઠારે તો ઠીક.

૨ પુસ્તકના નામને અવલમ્બી સિદ્ધાન્ત જાળવી શકાય તે હેતુથી મૂળ અંગ્રેજી લખાણના ભાવાર્થ (=સમ્પૂર્ણ અર્થ નહિ.) ગદ્યને બદલે પદ્યમાં ઉતારવો પડયો છે; તેમ કરવા જતાં કોઇક સ્થળે ક્લિષ્ટતા કે ઉણપ રહી જાય તો એ સંભવિત્ છે.

તેમ ન બન્યું હોય તો વધારે સારૂં.*

૩ શ્રીમાન્ હરિપ્રસાદભાઇએ પ્રસ્તાવના લખીને, શ્રીમાન્ મગનભાઇ ચતુરભાઇ પટેલ, બેરિસ્ટર ઍટ-લૉ. તેઓએ અસલ પ્રત તપાસી, યોગ્ય તે સૂચના કરીને, પુસ્તક પ્રકાશનના પૂર્ણ પ્રોત્સાહક—મારા મિત્ર રા. બાબુરાવ ગ. ઠાકોર બી એ. એમણે પોતાની હમેશની ખાસિયત માફક મોં માગી મદદ કરીને અને "New India Diary" એ માર્ગદર્શક અને સ્હાયક નિવડીને મારા પર મહદ્ ઉપકારો કર્યા છે.

વળી વખતસર પુસ્તક છાપી આપવા માટે ધર્મવિજય છાપખાનાના માલિકોને પણ ધન્યવાદ ઘટે છે; અને કોઇક સ્થળે રહી ગએલી છાપભૂલ સુધારીને વાંચવા, વાચકોને વિનતિ કરૂં છું.

૪ પદ્ય-રચનાના પ્રસંગવાળી પ્રત્યેક પળ મને પવિત્ર અને સુન્દર લાગતી રહી છે. તે તે પળોમાં શુદ્ધ સનાતન આનંદ હું અનુભવતો રહ્યો છું. નિજ મન્દિરના સૌ પૂજકો, ભકતો ને ઉપાસકોને. પણ એવો અદ્વિતીય આનંદ, આ પદ્ય રચના વડે મળે અને ફળે એટલા પુરતુંજ આ ગ્રંથ પ્રસિદ્ધિના કાર્યનું કારણ છે.

---

*અનુકૂળ સંયોગો અને સાધનોને અભાવે જયતીઓ અને સૂત્રાવળીવાળી વસ્તુનું રેખાદર્શનજ કરાવી શક્યો છું.

૫ "કોની કોની છે ગૂજરાત" નર્મદ કવિના એ કાવ્યે કરેલી ગૂજરાતની વ્યાખ્યાને અનુસરનારો હું, આ નવીનયુગ બેઠા પછી ગૂજરાતનાજ ગુણાનુંવાદ નથી ગાઈ શકયો. કેમ કે હું જોઉં છું કે ધનગર્જનને બદલે સાચાં સિંહગર્જનના ગેબીનાદથી ગૂજરાત હવે સર્વત્ર સ્વપુરૂષાર્થ ગજવી રહેલ છે; તો તેને વાસ્તે હવે કેવળ ( સંકૂચિત દૃષ્ટિ શિખવતું ) છેકજ **પ્રાંતિક** સાહિત્ય શા માટે? "**આરમ્ભે શૂરી** ગૂજરાત" **નહિ,** 'ગાંડી" કે "મોળી" ગૂજરાત નહિ પણ જરી પુરાણી **આપણી** રળીયામણી—"ગરવી"—ગૂજરાત તેની નૈસર્ગિક ગંભીરતાપૂર્વક **પ્રાંતિકભેદ** ભૂલી **દેશીય સાહિત્યને** ઝીલે **અને** જીરવે એજ **મને** યોગ્ય લાગ્યું અને તેથી તેવી ઢબે આ લઘુ પુસ્તક તૈયાર કર્યું છે— એટલી શ્રદ્ધા સાથે કે જેમને વાસ્તે તે છે, તેમને તે ગમશે.

સંવત્ ૧૯૭૫ :
કાર્તિક વદિ ૧૭ : સોમવાર. — **કેશવ હ. શેઠ.**
અમદાવાદ.



ડા. હરિપ્રસાદ વ્રજરાય દેશાઈ.

એલ સી પી એસ

# પ્રસ્તાવના



જેમ ધર્મમાં કર્મ, જ્ઞાન અને ભક્તિ એ ત્રણેનું મિશ્રણ જરૂરનું ગણાય છે તેમ સ્વદેશધર્મમાં પણ દેશની રાજકીય, સાંસારિક તેમજ ધાર્મિક દશાનું જ્ઞાન મેળવવું, લોકસેવાનાં કર્મ કરવાં અને સ્વદેશ પ્રત્યે ભક્તિ રાખવી એ ત્રણે સાધનોની જરૂર છે. જ્ઞાનને માટે ઘણાં પુસ્તકો છે અને અવલોકન માટે આખો દેશ તથા જનસમાજ છે. કર્મ કરવા માટે તો ચોવીસે કલાક આપણે મંડ્યા રહીએ તો પણ સ્વદેશના ઉદ્ધાર માટે એ વખત પુરતો નથી. આ પુસ્તકમાં જે ગીતો છે તે સ્વદેશભક્તિમાં બહુ ઉમેરો કરશે એવી આશા છે. ભક્તિ વગર જ્ઞાન શુષ્ક થઇ જાય છે અને કર્મ કરવામાં પણ વારંવાર જે નિરૂત્સાહ અને કંટાળો આવે છે તે વખતે સ્વદેશપ્રત્યે ઉંડી ભકિત ના હોય અથવા વારંવાર ઉત્સાહ અને શૌર્ય અર્પવા ગીતો અગર કાવ્યો ના હોય તો આપણે જરૂર કર્તવ્યભ્રષ્ટ થઇએ.

ભાઇ કેશવલાલ. હ. શેઠ એક સ્વદેશભક્ત છે-દેશસેવકોનો જે નવો પંથ નીકળ્યો છે તેના અનુયાયી છે. એમના શ્રવણ વાચન અને મનનનું ફળ આ સ્વદેશગીતાંજલિમાં જોવામાં આવશે. જે

ભાવનાઓ અને કલ્પનાઓ એમને આનન્દ આપે છે તે આનન્દ પોતાના દેશબન્ધુઓને મળે એ શુભ ઇચ્છાથી એમણે આ પુસ્તક બ્હાર પાડયું છે.

આજથી પંદરેક વર્ષપર આવાં કાવ્યોની જરૂર માલૂમ પડી હતી. અને "Necessity is the mother of invention." એટલે અગત્ય એ શોધખોળની માતા છે એવી અંગ્રેજીમાં કહેવત છે તે પ્રમાણે, રા. હીમ્મતલાલ ગણેશજી અંજારીઆએ સ્વ. ભાઇ રણજીતરામ વાવાભાઇની પ્રેરણાથી અત્રેની ગુજરાત સાહિત્ય સભા તરફથી એક "દેશભક્તિનાં કાવ્યો"નો બહુજ ન્હાનો સંગ્રહ બ્હાર પાડયો હતો. એ સંગ્રહમાં રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવનાં કાવ્યો સમુળગાં ન્હોતાં અને પસંદગીનું ધોરણ પણ કંઇ અજબ પ્રકારનું રાખ્યું હતું. છતાં આવાં કાવ્યો પહેલાં બ્હાર પાડવાનું માન ભાઇ હીંમતલાલને અને ગુજરાત સાહિત્યસભાને છે.

બે એક વર્ષ એ પુસ્તકો સભાના કબાટમાંજ પડી રહ્યાં. પછી બંગભંગ, બૉયકૉટ અને સ્વદેશીનો 'રંગ જામ્યો.' સ્વદેશાભિમાનનો એક અપૂર્વ જુસ્સો દેશસમસ્તમાં વ્યાપી ગયો. અમદાવાદમાં હાલ જે મકાનમાં ભાવનગરી ફોટોગ્રાફરની દુકાન છે ત્યાં ચંપોળને નાકે, પહેલું "સ્વદેશકીર્ત્તન" યોજવામાં આવ્યું. તે વખતે સાદી પણ સુન્દર રચના કરવામાં આવી

હતી. દેશભકતોની છબીઓ તે વખતે આટલી સુલભ ન્હોતી. છતાં મહા મહેનતે દાદાભાઇ, વિવેકાનંદ, કૉન્ગ્રેસના પ્રમુખો વગેરેની છબીઓ મેળવી એ મકાનના દિવાનખાનામાં ગોઠવી. રા. અંજારીઆની ચોપડીમાં જે કાવ્યો હતાં તે બધાં ઉત્તમ ગાયકોદ્વારા વાજીંત્રો સાથે અનુક્રમે ગવરાવ્યાં. એક વિદ્યાર્થીએ તે વખતે પ્રબુદ્ધભારતમાંથી "Indian creed of Nationality" જે પાછળથી "સ્વદેશધર્મ" નામે પ્રસિદ્ધ થયું છે તે મૂળ અંગ્રેજીમાં વાંચ્યું.

આ પ્રસંગે ભરાયલું મિત્રમંડળ એક અવાજે આ કીર્ત્તનથી ખુશ થયું. શ્રીયુત બેરીસ્ટર જીવણલાલે આ પ્રસંગની વાત સ્વ. દિ. બ. અંબાલાલને કહી અને એ સ્વદેશભકતે ગુજરાતસભા તરફથી ઉજવાવાની દાદાભાઇ જયંતી વખતે આ ગીતો ગવરાવવાનો નિશ્ચય કર્યો.

લોકોએ પ્રભુભક્તિના 'ઓચ્છવ' ભજન કીર્ત્તન વગેરે જોયાં હતાં. પરન્તુ "સ્વદેશકીર્ત્તન" એ નવી વસ્તુ હતી. વાજીંત્રો સાથે નાટકોમાં ગાયનો થતાં હતાં પણ ગંભીરપણે દેશ તરફ ભક્તિભાવ વધે એજ ઉદ્દેશથી પ્રેરાઇ આ જલસો કરવાનો હોવાથી એના યોજકોને માથે મ્હોટી જવાબદારી હતી. સુભાગ્યે મી. ખરે જેવા સંગીતશાસ્ત્રીનો લાભ એ વખતે મળ્યો. એકતારા તથા મંજીરાવાળાની પણ એક મંડળી

ગોઠવાઇ અને મ્હારા સ્વ. ભાઇ **પ્રાણલાલ વ્રજરાય દેશાઇએ** બહુજ મહેનત કરીને એ પ્રસંગે "સ્વદેશ કીર્ત્તન" નામનું પ્રથમ પુસ્તક પ્રસિદ્ધ કરવા માથે લીધું. યુવકોમાં ઉત્સાહ પૂષ્કળ હતો. "સ્વદેશી મિત્ર-મંડળ" નામનું એક મંડળ પણ વિદ્યાર્થીઓએ આ દર્મીયાન કહાડયું અને જે સભાઓ" "મ્હોટા" ભરવા ના પાડે તે આ મંડળદ્વારા ભરાવવા લાગી.

દાદાભાઇની છબી સાથે પ્રથમ પુસ્તક તૈયાર થયું. એમાં ઓછામાં ઓછાં રા. અંજારીયાના કરતાં ચારગણાં વધારે ગીતો એકઠાં થયાં હતાં. દાદાભાઇ જયંતીનો આ પ્રસંગ બહુજ ફત્તેહમંદ નીવડયો. અત્યાર સુધી અમદાવાદની જાહેર સભાઓમાં પરાણે ૧૦૦-૨૦૦ માણસ થતું હતું તે હવેથી હજારોની સંખ્યામાં ભરાવા લાગ્યું. પ્રથમ પુસ્તકની ૧ હજાર નકલો તેજ વખતે ખપી ગઇ. ખર્ચ વસુલ થઇ ગયુ અને રા. પ્રાણલાલનાં સુચનાથી એની બીજી આવૃત્તિ કરવા ગોઠવણ ચાલી.

પણ આ વખતે ગુજરાતસભા ખર્ચ આપે એમ ન્હોતુ. સ્વદેશી મિત્રમંડળ પાસે પૈસા ન્હોતા. ગામમાં બધે જયંતી વખતે મળેલો રસ લુંટાઇ ગયો છતાં ભૂખ રહી ગએલી માલમ પડી. અને એવાંજ સંમેલન વધારે કરવાની જરૂર સ્પષ્ટ થઇ પડી.

સ્વ. ભાઇ પ્રાણલાલે ખર્ચ મેળવવા એક યુક્તિ કરી. નવી ચોપડીમાં જાહેરખબરો લેવી એમ નક્કી

કર્યું. ૫૦૦૦ નકલો એ રીતે કહાડી. અને પાંચ, છ મેળાવડામાં થઇને એ પણ પુસ્તકો ખપી ગયાં. આ પુસ્તક સાહિત્યની દૃષ્ટિથી પણ સંપૂર્ણ થાય તે માટે કાવ્યો પસંદ કરવામાં સાક્ષર શ્રી રમણભાઇની મદદ લેવામાં આવી હતી. વર્તમાનપત્રો તથા માસિકોમાં દેશભક્તિનાં કાવ્યો નવાં નવાં લખાતાં હતાં તેમાંથી અને જૂના કવિઓમાંથી પણ આવાં કીર્ત્તનોને માટે જડે એટલાં શોધી સ્વદેશી મિત્રમંડળમાં સંગ્રહ થયાં જતો હતો.

છેવટે સ્વદેશ કીર્ત્તનની ૧૦,૦૦૦ નકલોની મ્હોટી આવૃત્તિ કહાડવા નિશ્ચય થયો અને 'દેશભકિતનાં કાવ્યો' "Patriotic songs of Gujarat" એ નામથી સુરત કોન્ગ્રેસ વખતે બબ્બે પૈસાની જુજ કીંમતે ભાઇ પ્રાણલાલનાજ સાહસથી સ્વદેશીમિત્રમંડળ એ પુસ્તક વેચી શકયું. આ એ મંડળનો જબરદસ્ત અને મહાન પ્રયાસ હતો. દિ. બ. અંબાલાલે ૮–૮ દિવસ સુરતમાં આ ભજનમંડળી ફેરવી, આમાંનાં ગીતો ગવડાવ્યાં હતાં. શ્રીયુત ખાપરડેએ કહ્યું હતું કે ગુજરાત ગીતોનો દેશ છે. "Gujarat is a land of Songs."

આ રીતે ગુર્જરબાળકોએ દેશભકિત ખૂણે ખૂણે પ્રસારી.

૧૦,૦૦૦ નકલો ૧ મહિનામાં ખપી ગઇ. મ્હારા મિત્ર શ્રીયુત કીરપાશંકર બ્હેચરલાલ પંડીતે એ

દર્મીઆન સંગીતશાસ્ત્રી ખરેની સૂચના ઉપરથી ચિત્રકાર મગનલાલ પાસે ચિત્રાવીને હિન્દદેવીની છબી પ્રસિદ્ધ કરી. અનેક દેવ દેવીઓના ઉપાસક આ દેશમાં, આખા હિન્દદેશને મૂર્ત્ત સ્વરૂપ આપી એને નવીન ભારતની ઇષ્ટદેવી બનાવવાનો ભાઇ ક્ષીરપાશંકરનો પ્રયાસ પ્હેલ વ્હેલો હતો અને તે ફતેહમંદ નીવડયો, એ છબી આગળ, ત્યાર બાદ ઘણા દિવસો અને રાત્રીઓએ ગુર્જર યુવકોએ ગદગદીત કંઠે वंदेमात्तरम् નું ગીત ગાયું છે અને દેશભકતોનો નવો સંપ્રદાય કહાડયો છે. સ્વદેશકીર્ત્તનની ત્યારબાદ પણ કેટલીક ન્હાની મ્હોટી આવૃત્તિઓ બ્હાર પડી છે. અને અત્યાર સુધીમાં કુલ ૨૫૦૦૦ નકલો ખપી ગઇ છે.* જેમ આ પુસ્તકો ગુજરાતમાં ઘેર ઘેર જાણીતાં થયાં તેમ હિન્દદેવીની છબી પણ મૂળ તથા એની સુધારા વધારાવાળી નકલો થઇને સમસ્ત હિન્દમાં પ્રસરી ગઇ છે. અમદાવાદનું સ્વદેશી મિત્રમંડળ આ રીતે દેશભકિતનો પ્રસાર કરવાનું જે પુણ્ય કાર્ય એણે કર્યું તે માટે વ્યાજબી રીતે અભિમાન લઇ શકે.

ઉપર જે હકીકત કહી તેમાં ગુજરાતના કવિઓ અને કાવ્ય લેખકોને હજુસુધી યાદ નથી કર્યા તે

---

* છેલ્લી આવૃત્તિ "સ્વદેશ ગીતામૃત" નામથી ભાઇ કાન્તિલાલ અમુલખ મ્હેતા તરફથી બ્હાર પડી છે એમાં પાછલી આવૃત્તિઓનાં લગભગ બધાં ગીતો છે.

ઉપરથી એમણે કરેલી સેવાનું મૂલ્ય કોઇ પ્રકારે ઓછું થતું નથી. મૂળ ગુર્જરભૂમિમાં દૈવતજ ના હોત અને નવજીવન ને યોગ્ય કવિત્વ ના હોત તો સ્વદેશી મિત્રમંડળ ગવરાવત શું અને પ્રસાર પણ શેનો કરત? પણ આપણા સુભાગ્યે જે વખતે જે ચીજની જરૂર હતી તે આપણને મળી રહી છે. ઈશ્વર આ દેશને વિસરી ગયો નથી. આ કવિઓને વિશેષ ધન્યવાદ એટલા માટે ઘટે છે કે એમના સામી કાયદાની તરવાર ઝઝુમી રહેલી છતાં એમણે પોતાનો માર્ગ કહાડયો છે. અને દેશભકિતની ભાવના કાવ્યોદ્વારા ખીલાવી છે.

સ્વદેશભક્તિના છુટક છુટક કાવ્યસંગ્રહો પછી એકજ લેખકે આ વિષયપર ખૂદ પોતાનાં કાવ્યો પુસ્તક આકારમાં પ્રસિદ્ધ કર્યા હોય તો મ્હારા જાણવા પ્રમાણે તે ભાઇ કેશવ હ. શેઠ છે. આ કાવ્યો કઇ ભૂમિમાંથી અને કયા ખાતરમાંથી ઉત્પન્ન થયાં છે તે દર્શાવવા માટે પાછલો ઇતિહાસ આપ્યો. હવે આ કાવ્યોમાં શું છે તે ટુંકામાં જોઇશું.

એમનું પ્રથમજ કાવ્ય **રાષ્ટ્રીય સન્ધ્યા** છે. **મિઠ્ઠી, સુન્દર, પવિત્ર સંસ્કૃત** ભાષામાં **સંકલ્પ, ધ્યાન, મંત્ર** અને ઉપસ્થાનથી આ સન્ધ્યા 'અભ્યુદય' માં યોજાયલી તેનું એ સમશ્લોકી ભાષાંતર છે. રા. શેઠને એક લાભ એ છે કે એમના સમયમાં સ્વરાજયની ભાવના બહુ સ્પષ્ટપણે ઉદય પામી ગઇ છે.

પહેલાના રાજકીય કવિઓને આ લાભ ન્હોતો. અને તેથી એમની કલમ બહુ બંધાયલી રેહેતી હતી. ધ્યેય બહુ સ્પષ્ટ થવાથી એની પ્રાર્થના તથા એની પ્રાપ્તિના પ્રયત્નો પણ વધારે સ્વચ્છ અને મક્કમ થઇ શકે છે.

બીજું કાવ્ય **વન્દન**નું છે અને **વન્દેમાતરમ્**ના ગીત કરતાં એ ચઢીઆતું છે એમ તરતજ માલમ પડશે.

ત્રીજું કાવ્ય **પૂજન**નું છે. પહેલાંના કવિઓ દેશના ભૂતકાળને માટે શોક કર્યા કરતા હતા. "સંભારતાં એ, મનને હસાવે, એવો ગયો કાળ ન હોય! આવે" વગેરે ગાઇ પોતે રોતા અને બીજાને રોવડાવતા હતા. એ રૂદન કેટલાંક વર્ષ ચાલ્યું અને પછી કંઇક શાંતિ વળી છે. વર્ત્તમાનકાળમાંજ દેશોદયને માટે જે પ્રયત્ન ચાલે છે તેથી નિરાશા ઉડી ગઇ છે. ભવિષ્ય જરૂર ઉજ્વલ છે એમ આશા બંધાઈ છે. દેશ વ્હાલો લાગવા માંડયો છે અને–

"અરૂણોદયનાં ઉજ્વલ કિરણ, છંટાતાં ભરનૂરરે;
"પ્રાતઃ સમયના પડઘા વાગે, ગાજે જયના સૂરઃ
પ્રીતે પૂજન કરીએઃ–"

એ રીતે માતાની સ્થાપના કર્યા બાદ, એ મંગલ મૂર્ત્તિનું દર્શન કરીને પ્રીતે પૂજન કરવા યોગ્ય માલમ પડે છે. અને પૂજામાં પણ એજ લક્ષ્ય છે કે–

"નંદનવનનાં અણમૂલ ફુલડે, દેવી વધાવશું આજ રે:
"શિરપર શાશ્વત રવિ શો ધરશું, સ્વરાજ્ય રૂપી તાજ
પ્રીતે પૂજન કરીએ."

ચોથું ગીત '**ભાવના**' નું છે: તેમાં-

"સૂર સ્વરાજ્યનો ઘુંટાય:
"અમર આર્યભૂમિ માંહ્ય,
"જીવન જીવનમાં રે મંગલ ભાવના વણાય!
"પરમ જન્મ હક્ક પમાય;
"આજ વધામણાં રે, દેશવ્રત ઉજવાય."

એ 'ગહનગીત' સાંભળવા, અને વ્રત ઉઝવાતુ જોવા નિમંત્રણ કરવામાં આવ્યું છે. સ્ત્રીઓને આ ગીત અમે ગરબે ગાવા ભલામણ કરીએ છીએ.

પાંચમું ગીત '**દેશગૌરવ**' નું છે—એમાં ભૂતકાળના ગૌરવની વાત નથી પણ વર્તમાનદશામાં પણ કવિને "વંદન યોગ્ય પ્રદેશ—રસાળો નંદનવન શો દેશ." લાગે છે. અને ખરેખર, જેણે એક વખત પણ આ ભૂમિને પ્રેમપૂર્વક નિહાળી છે તેને આ દેશ સુન્દર, ભવ્ય, પવિત્ર અને સર્વ રીતે વંદન યોગ્ય લાગ્યા વગર રેહેશે નહીં. અને કવિની સાથે આ કાવ્યમાં કહ્યા પ્રમાણે સંમત્ત થઇ ભવિષ્યને માટે આશા બંધાશે કે

"જય ડંકા અહીં ગગન ગજવશે એ ઇશ્વર આદેશ."

છઠ્ઠું ગીત '**ભારતનાં યશોગાન**' નું છે. એમાં યશોગાન ગાયા પછી—

"અમારાં તન, મન, ધન કુરબાન;
"જનનીનાં જયહિતમાં મસ્તાન."

એમ કહી કવિ એવી ભૂમિને માટે તન મન ધન કુરબાન કરવા યોગ્ય છે એમ કહે છે. સાતમા ગીતમાં "ઉતારીશું ઋણોનો ભાર, ચાહી સન્માન ભારતનાં" એમ નિશ્ચય કરે છે. બારમા કાવ્યમાં કવિવર રવીન્દ્રનાથ ઠાકુરકૃત "એ જીવન અભિલાષ છે" એ કાવ્યનો ઉત્તમ ભાવ આવે છે. દેશને માટે જે પ્રાર્થનાઓ થએલી છે તેમાં સૌથી ઉત્તમ પ્રાર્થના આ છે એમ તરતજ માલમ પડશે. ભાષાંતર થયું છે તેના કરતાં વધારે સરળ કરવાનો શ્રમ લેવાયો હોત તો સારૂ થાત.

૧૪ મા કાવ્યમાં "હિન્દ હમારો હિન્દ હમારો" એ મુખ્ય વિચાર છે. બાળકોએ નૃત્ય કરતાં, તથા નિશાળોના વાર્ષિક મેળાવડાઓમાં એ ગાવા લાયક છે. ગીત સરસ છે અને જોઇએ એવું સરળ થઇ શક્યું છે.

૧૫ મું કાવ્ય રાષ્ટ્રભાષા વિષે છે અને ૧૬ મું 'રક્તરેષા' એ પાછું રવીન્દ્રનાથનું ભાષાંતર છે. એમાં પશ્ચિમની સુધારણા કેવી તામસી છે—રાક્ષસી છે એનું હૃદયભેદક વર્ણન છે. એ સડતા સુધારામાં સ્વાર્થ છે, જડવાદ છે, એ ચિતામાં જીવતાં જીવન હોમાય છે. કારખાનાનાં જીવન અને લડાઇઓ એ બધામાં કવિ કહે છે—પ્રભુ! ત્હારૂં નામ ક્યાંએ ભૂલાઈ જવાય છે! પરંતુ આત્મશ્રદ્ધાથી એમજ લાગે છે કે ત્હારી દિવ્ય લીલા તો અહીં—પૂર્વમાંજ પ્રકાશે છે. પ્રભુનું તેજ અને પરમ આનંદની જ્ય દિવ્યોતિ તે તો અખીલ વિશ્વની

મુક્તિને માટે અહીં પૂર્વમાંજ દર્શન દેછે. આ ભાષાંતર રા. શેઠે સારું કર્યું છે. ૧૭ મા કાવ્યમાં જે ગોરા મહાજનોએ આપણી સેવા કરી છે તેનું સ્મરણ કર્યુ છે. ૧૮ મા કાવ્યમાં ભવિષ્યની આશાઓ બાળકો ઉપર છે તે બાળકોને પ્રેમપૂર્વક સ્વદેશભક્તિ-સહ આશીર્વાદ છે. બાળકોને માટે આવું સુન્દર, ભાવવાળુ અને વ્હાલપૂર્ણ કાવ્ય મ્હેં બીજું જોયું નથી. ત્યારબાદ ૩૯ મા પાને ૨૭ મા કાવ્યમાં "તમારા પ્રેમના પાઠો" એ કાવ્ય છે. જર્મન કવિ શીલરે 'ડોન કારલોસ' નામના નાટકમાં શાહજાદો ડોન કારલોસ ભગ્ન હૃદય થયો હતો તેનું કરૂણરસિક ચિત્ર દોર્યું છે-શાહજાદો જે સુન્દરી સાથે પ્રેમ કરતો હતો તેને એનો પિતા સ્પેઇનનો રાજા પોતે પરણી જાય છે. આથી શાહજાદાનું જીવન ખાટુ થઈ જાય છે અને બધા દેશસેવાના આદર્શો ધૂળધાણી થઇ જાય છે; પરંતુ એક પ્રસંગે રાણી એને કહે છે કે-"**કુમાર! ઉઠ, જેવો ત્હારો પ્રેમ અનંત છે તેવી ત્હારી મનોવેદના પણ અનંત છે તે હું સમજી શકું છું; પરંતુ એ વેદના અને એ પ્રેમ બન્નેને તું જીત અને અમર કીર્ત્તિ મેળવ. પ્રેમ કરવાનું ત્હને પ્રભુએ સોંપ્યું હતું. અત્યાર સુધી એ પ્રેમ મ્હારી તરફ-જે હવે હું ત્હારી મા થઇ છું-તેની તરફ વળ્યો હતો. એ પાછો ખેંચી લે અને ત્હારા રાજ્ય પ્રત્યે-દેશ પ્રત્યે એને વાળ.**"

કુમાર, મહામહેનતે રાણીના કહ્યા પ્રમાણે કરે છે. રા. શેઠ આ કાવ્યમાં રાણીએ માગ્યો છે એવો તો મ્હોટો સ્વાર્થત્યાગ માગતા નથી. માત્ર નિઃસત્વ કરી નાખે એવો શૃંગારરસ છોડવાનું યુવક મિત્રોને કહે છે. 'વ્હાલુડીવાતો' અને 'કઢંગી કલ્પનાઓ' છોડી દેશ સામું જોવા અને વ્યવહારૂ સેવા કરવા આગ્રહ કરે છે. આ કાવ્ય આથીએ વધારે જોરદાર થયું હોત તો સારૂ થાત એમ હું ઇચ્છુછું. દેશોદયને માટે હવે એવો પ્રસંગ છે કે આપણાં ખાનગી સુખ દુઃખ ભૂલી બને એટલો વખત દેશસેવામાં આપણે આપીશું, તોજ ભવિષ્ય સુધરશે.

૪૫ મે પાને હાથીની વાત છે. એનું ભાષાંતર સરળ અને સુન્દર બન્યું છે. ૪૯ થી ૫૯ સુધી માલોજીરાવની વાત છે. એ પણ રસમય અને બોધક છે. ૬૧ થી ૭૪ સુધી નેતાઓની જયંતીઓ તેઓની ભાવના સાથે આપી છે અને પછી સ્વરાજ્ય સૂત્રાવળી આવે છે. આ બન્ને ભાગ કવિ ન્હાનાલાલની ગુજરાતી ગીતાનું સ્મરણ કરાવે છે. સૂત્રાવળી બહુજ ફત્તેહમંદ બની છે અને એનાથી ગુર્જર કાવ્ય સાહિત્યમાં ઉપયોગી ઉમેરો થયો છે એમ જણાવતાં અત્યંત હર્ષ થાય છે.

છેવટમાં રા. શેઠને એક બે સૂચના મિત્રભાવે કરવી પ્રાપ્ત થાય છે અને તે એમને એકલાનેજ માટે

નથી પણ ઘણા ખરા નવીન સાક્ષરોને એક સરખા રીતે લાગુ પડે છે. આવાં કાવ્યો હજી વધારે સ્હેલાં, સરળ અને જનસમાજ બરાબર સમજી શકે એવાં થવાની બહુ જરૂર છે: સારો ખેડૂત અને માળી પોતાના ખેતર કે બગીચાને માટે ધાન્ય અને ફુલોનાં બી સારામાં સારાં મળે ત્યાંથી લાવે છે. અને પોતાનો પાક જેમ ઉત્તમ ઉતરે તેમ તજવીજ કરે છે. એજ રીતે આપણી ગરવી ગુર્જરી વાડીમાં હજી વન વનની વનસ્પતિ લાવી સુન્દર અને બળવર્દ્ધક કાવ્યોરૂપી છોડ ઉછેરવા એ એમનો પરમ ધર્મ છે. આવાં ગીતો હજી ઘેર ઘેર પ્રસરશે, ગરબે ગવાશે, અને બાળકોને ઘોડીયું ઝુલાવતાં ઝુલાવતાં માતાઓ જ્યારે ગાશે ત્યારે આપણે સમજીશું કે કાવ્યો લખ્યાં હતાં. છેવટમાં વાચક વર્ગને ડેત્રીકોટનના શબ્દો કહી રા. શેઠનાં કાવ્યો વાંચવા ભલામણ કરીશ.

" સમર્પો દેશ–સેવામાં તમારૂં જીવન બધું,
સત્ય અર્થે લઢો–તેની દર્શાવો પ્રતીતિ વધુ. "

તા. ૨૪–૧૧–૧૮
અમદાવાદ.

હરિપ્રસાદ વ્રજરાય દેશાઈ.

## રાષ્ટ્રીય સન્ધ્યા.

### संकल्पम् :-

"अस्माकं भारतीयानां क्षेमस्थैर्य विजयैश्वर्याभिवृद्धयर्थं-
स्वराज्यमहामंत्रजपं करिष्ये"।

( ભાવાર્થ )

"આર્યોનાં સ્થૈર્ય–કલ્યાણ, વિજય ને ઐશ્વર્યની–
વૃદ્ધિ અર્થે જપું નિત્યે મહામંત્ર–સ્વરાજ્યનો."



### ध्यानम् :-

"विश्वरूपं विश्वजन्मस्थिति संहार कारणम्।
भक्तानामिष्टं दातारं नौमि विश्वेश्वरं विभुम्॥"

( ભાવાર્થ )

"વિશ્વત્રાતા, જન્મદાતા, સંહારક–કારણ પ્રભુ!
ભક્તેચ્છાસિદ્ધિ–દાતા શ્રી ૩૫ વૈરાટને નમું."



## मंत्रम् :-

ॐ नमो भगवते विश्वेश्वराय ।
स्वराज्यमस्माभ्यम् त्वं प्रयच्छ स्वाहा ॥

( ભાવાર્થ )

"વન્દીએ વિશ્વસ્વામીને ૐકાર શુચિ મંત્રથી;
ફળાવે વાંચ્છના વિભુ, પ્રાપ્ત સ્થિતિ સ્વરાજ્યની."



## उपस्थानम् :-

विश्वेश ! वर्णाश्चत्वारः परस्पर हितैषिणः ।
विशन्तु सर्वोद्यमेषु देशवृद्ध्यैक बुद्धयः ॥

( ભાવાર્થ )

"વાંચ્છતી એક-બીજાનું શ્રેયવાળી ચતુર્વર્ણ;
દેશની વૃદ્ધિ માટે સૌ એકાકી કાર્ય માંડીએ."

॥ श्री परमेश्वरार्पणमस्तु ॥*

" होमरूल-डे. "

---

* સંસ્કૃત સૂત્રો મૂળ "અભ્યુદય"માં છપાયલા એક લેખ-માંથી લીધેલાં છે. "ભાવાર્થ" અનુષ્ટુપમાં છે.

[ ઉપજાતિ છંદનો ત્રિતાળી ઢાળ. ]

## वन्दे मातरम्



જે તત્વથી દેહ બન્ધાય મારો,
જે સત્વથી પ્રાણ પોષાય મારો:
જે આત્મવિકાસનાં નૂર દે છે,
વન્દન અમારાં, તે માતને છે.

જેના ચીરે અંગ ઢંકાય મારાં,
જેનાં બળે કુળ શોભાય મારાં:
જેના વડે શાશ્વત પુણ્ય વ્હે છે,
વન્દન અમારાં, તે દેવીને છે.

જેના તપે જન્મ રક્ષાય મારો,
જેની હુંફે જીવ જીવાય મારો;
જે સત્ય ને ધર્મ જ શીખવે છે,
વન્દન અમારાં, તે ભૂમિને છે.

જે અંકમાં રાત દા'ડો રમું છું,
જેની જ ગોદે ઉગીં આથમું હું:
કાળાંતરે કાયમ જે ટકે છે,
વન્દન અમારાં, તે હિન્દને છે.

૩૦ : ૪ : ૧૮.



પૂજન.

[ ગરબીનો રાગ. ]

પ્રીતે પૂજન કરીએ.
મળી પચરંગી નરવીર, પ્રીતે પૂજન કરીએ:
દિવ્ય **હિન્દદેવી** મન્દિર, પ્રીતે પૂજન કરીએ.

અરુણોદયનાં ઉજ્વલ કિરણ, છંટાતાં ભર નૂર રે:
પ્રાતઃ સમયના પડઘા વાગે, ગાજે જયના સૂર:
—પ્રીતે.

દેવ નભે દુંદુભિ બજાવે, બ્રહ્મનાદ સંભળાય રે:
અમરપુરીથી અમૃત ઢળતાં: અભિષેક શો થાય!
—પ્રીતે.

અમૃતમાં અંઘોળ કરીને, ઝીલતાં મૂશળધાર રે:
**કેશરી વાઘા** સજી આપણે, ગ્રહીએ પૂજનથાળ:
—પ્રીતે.

કેશર, ચંદન, અબીલ-ગુલાલે, **"લાલ-લીલા"** નવરંગ રે:
અર્ચન, પૂજન વન્દન કરશું, **હિન્દી એક જ અંગ**:
—પ્રીતે.

નંદનવનનાં અણુમૂલ ફુલડે, **દેવી** વધાવશું આજ રે;
શિરપર શાશ્વત રવિશો ધરશું, **સ્વરાજ્યરૂપી તાજ**:
—પ્રીતે.

૨૮ : ૪ : ૧૮.



## ભાવના.

["મારો હિંચકો રે અમરવેલડીની માંહ્ય"
એ ગીતની છાયા.]

રાજ ! આવજો રે, ગહન ગીત ત્યાં ગવાય !
અમર **આર્યભૂમિ** માંહ્ય :
દિવ્ય બ્રહ્મનાદ થાય :
ભુવન ભુવનમાં રે, સૂર એક સંભળાય !
—રાજ !

કોકિલ કૂજન વસંત માંહ્ય :
શરદપૂનમે નિધિ નવો ય :
કવિ, મહન્ત, સંતનનો ય—
આત્મ-તાર એક હોય.
હૃદય હૃદયમાં રે રસ 'સ્વરાજ્ય'નો રસાય !
સૂર સ્વરાજ્યનો ઘુંટાય :
અમર **આર્યભૂમિ** માંહ્ય :
—રાજ !

જનની–બાલ પારણે,
"હોમ"–હાલરડાં ભણે;
**આર્ય** દેવી આંગણે—
દેવો જયી વેણુ વાય.

જીવન જીવનમાં રે મંગલ ભાવના વણાય !
પરમ "જન્મહક્ક" પમાય;
અમર આર્યભૂમિ માંહ્ય:
આજ વધામણાં રે દેશવ્રત ઉજવાય:
રાજ ! આવજો રે ઉષા આર્યગીત ગાય.
—રાજ !

૨૬ : ૭ : ૧૭.



## દેશગૌરવ.

[ માઢ ]

નંદનવન શો દેશ,
અમારો નંદનવન શો દેશ :
વંદનયોગ્ય પ્રદેશ,
રસાળો નંદનવન શો દેશ.

બ્રહ્મતેજભર બ્રહ્મવેદિ, જ્યાં બ્રહ્મ તણો ઉપદેશ:
બ્રહ્મનાદથી રાસ રમે જ્યાં બ્રહ્મા, વિષ્ણુ મહેશ:
દિવ્ય એ નંદનવન શો દેશ.
—નંદનવન.

ત્રિવિધ તાપ-હર તપે તપોવનસમ અમ દેશ હમેશ:
તિમિર વિદારક રવિ-દીપનો અખંડ જ્યાં ઉજેશ:
અચળ એ નંદનવન શો દેશ.
—નંદનવન.

પતિતપાવન, પરમપુણ્યનો જ્યાં ભંડાર વિશેષ;
યશ, કીર્તન, ગુણ ગાય શારદા, સહસ્ર ફણાએ શેષ:
**પુનિત** એ નંદનવન શો દેશ.

—નંદનવન.

અમર શૌર્યનું વીરક્ષેત્ર, જ્યાં આત્મબલિ ઉદ્દેશ;
જયટંકારે નીડર આર્યના ભલે ભિન્ન ભિન્ન વેશ:
"એક" પણ નંદનવન શો દેશ.

—નંદનવન.

ધર્મ, પ્રેમ ને કાવ્ય, જ્ઞાનનો પુરાણ પિતૃ દેશ;
રક્ષિત ગિરિ, રત્નાકર, ઋતુથી: રક્ષક જ્યાં પરમેશ:
હિન્દ એ નંદનવન શો દેશ.

—નંદનવન.

ધામ, ધરા, વન, ઉપવન, ફળ, ફુલ રમ્ય: વિદારક કલેશ;
અન્ન, હવા, જળ જીવનપોષક, મલિનના નહિ લેશ:
**પરમ** એ હિન્દ અમારો દેશ.

—નંદનવન.

અખૂટ રત્ન, અધ્યાત્મ ખજાને ન્યાલ થએલ નરેશ;
"જય ડંકો અહીં ગગન ગજવશે" એ ઇશ્વર આદેશ:
પ્રવાસી ! પધારશો એ દેશ:
આર્યને ઉજ્વલ ભારત દેશ.

—નંદનવન.

૨૦: ૪: ૧૭.



# "ભારતનાં યશોગાન."

[ ભૈરવીની છાયા. ]

ગાઓ તે ભારતનાં યશ ગાન:

ધર્મ, સત્ય ને પ્રેમ પુણ્યભર, દિવ્ય ધરા રસ ખાણ;
એક ને અભેદ્ય એ રસ ખાણ:
ધન્ય, ધન્ય ભારતનાં સંતાન !

—ગાઓ.

પવિત્રતા, સૌન્દર્ય, જ્ઞાનનો, અવિચળ જે ઉદ્યાન:
ઇન્દ્રનો અવિચળ જે ઉદ્યાન:
રૂચ્યાં તેનાં વીણવાં ફુલ–પાન !

—ગાઓ.

વીર, કવિ, કોવિદ, ઋષિ, મુનિ જ્યાં, સંત, મહંત મહાન:
અમર જ્યાં સંત, મહંત મહાન:
સતત જ્યાં દયા, ક્ષમાનાં દાન !

—ગાઓ.

રક્ષિત રત્નાકર, ગિરિવરથી, અવર ન એહ સમાન:
દેશ કો અવર ન એહ સમાન:
મનોહર કુદરતનાં જ્યાં સ્થાન !

—ગાઓ.

રત્ન રમ્યાં જે જનનીઅંકે, રામ, કૃષ્ણ, હનુમાન;
પૂજ્ય જે રામ, કૃષ્ણ, હનુમાન:
બુદ્ધ, શંકરનાં ગરવાં જ્ઞાન !
—ગાઓ.

રત્ન સમી રજ અંગ લગાવે, ભૂતનાથ ભગવાન;
ઑલિયા ભૂતનાથ ભગવાન :
અમારા આળોટે ત્યાં પ્રાણ !
—ગાઓ.

લક્ષ્મણ, અર્જુન ભીષ્મ પિતામહ, બ્રહ્મચારી બળવાન;
પિતામહ બ્રહ્મચારી બળવાન :
ભોમ– પરભોમે જેનાં માન !
—ગાઓ,

બ્રહ્મ તેજ ભર એજ ભૂમિ પર, તન, મન, ધન કુરબાન;
અમારાં તન, મન, ધન કુરબાન :
જનનીનાં જય–હિતમાં મસ્તાન !
—ગાઓ.

૧૬: ૪: ૧૮.



## અમે કોણ?

[ ગઝલ. ]

ભરત ભૂમિ અમારી, ને અમે સંતાન ભારતનાં;
મળી ભાંડું બધા ભેળા, ગઇશું ગાન ભારતનાં.
—ભરત.

નસોમાં રક્ત ભારતનું, હૃદય છે ભક્ત ભારતનું;
જીવન આસક્ત ભારત શું, ભલાં અવસાન ભારતમાં.
—ભરત.

જીવન નવચેતને ભરવા, ઉઝવશું ઉત્સવો ગરવા:
વિજય-વરમાળને વરવા, અટલ નિશાન ભારતનાં.
—ભરત.

અજબ જ્યોતિ ઉરે જાગી, લગની નિજ દેશની લાગી:
હમે રાગી છતાં ત્યાગી, બધું કુરબાન ભારતમાં.
—ભરત.

લૂંટાવાની નહિ દરકાર, રચું તેનો કરી સત્કાર:
ભૂલી સૌ મોહભર વિકાર, સ્વીકાર્યાં જ્ઞાન ભારતનાં.
—ભરત.

સજી બખ્તર ઉભા તૈયાર, ચડાવ્યો દેવનો ટંકાર;
**ઉતારીશું ઋણોનો ભાર,** ચહી સન્માન ભારતનાં.
— ભરત.

ગજાવી ધર્મનો ઝુંડો, ઝીલીશું કર્મના રંગો:
ઝખમ રૂઝાવવા ઉંડા, અમે મસ્તાન **ભારતમાં.**
— ભરત.

૧ : ૫ : ૧૬.



 ૭૮

( ભૈરવીની છાયા. )

## સુહવશું ભારત સ્વર્ગ સમાન.

ક્ષાત્ર-બાલ કુળદીપક આપણ્ એક આર્યસંતાન:
ક્ષણભર પણ લવ નહિ સહીશું જન્મભૂમિ-અપમાન:
સુહવશું ભારત સ્વર્ગ સમાન.

સ્વત્વ સુધાનાં પાન વડે નિજ અભય આત્મ, રહી શાન્ત—
યજ્ઞ આહુતિ દેશે-લેશે વિખેરવા ભય, ભ્રાન્ત.
અમારાં સત્યાગ્રહે પ્રયાણ.

તૂટી પડે બ્રહ્માન્ડ શિર પર, ભલે હણે ઘન ખાર;
અટલ પદે અવિચળ મેરૂ સમ સજ્જ સહેવા ભાર.
હડે કયમ વીર પડી મેદાન ?

સ્મરણ નિરંતર એક અંતરે, સ્વધર્મસિદ્ધિ ધ્યાન;
દેશપ્રેમ, ભક્તિ-સેવામાં તન્મય તન, મન, પ્રાણ.
અમારો આશય એજ પ્રધાન.

ઘણું ગુમાવ્યું, ઘણું સહ્યું, કંઇ કહ્યું ન ખમી ખમીર;
કર્મ અને સન્યાસ બળે ઝળહળશે ભારત વીર.
મહીમાં મેળવશે સન્માન.

—સુહવશું.

૨૭: ૨: ૧૮.



## સ્વદેશ જીવન.

[ મિશ્ર લાવણી. ]

સ્વદેશને ખાતર જે નરનું જીવતર જગમાં જીવે છે:
ધન્ય જીવન તે, ધન્ય જન્મ તે, અન્ય વૃથા વય સેવે છે:
—સ્વદેશ.

મસ્ત યોગીઓના પ્રચંડ યોગે,
અમર આત્મના ઉજ્વલ ભોગે;
દેશ રૂદન સૂકવશું જે મૂગા અંતરથી રૂવે છે.
—સ્વદેશ.

પાલક ને પોષક જનનીનાં,
ઋણુ તપે માથે જનમી જ્યાં;
ધિક્ક, ભૂલી ઉપકાર અનંત, નિરાંત ધરી નર સૂવે તે.
—સ્વદેશ.

ઘણુંક ખોયાં, ઘણું ગુમાવ્યું,
નિંદ ફીટી, નવજીવન આવ્યું;
ઉઠ, ચેત, થા સજ્જ ધર્મબન્ધુ ! જો દેશ શું સૂચવે છે ?
—સ્વદેશ.

સોમપાન શો 'હોમરૂલ'નો
પીયે પ્રજા રસ અમૃતતૂલ્ય જો !
સ્વરાજ્યની સિદ્ધિ કારણુ નરવીર જીવન જો ઝૂઝવે છે !
—સ્વદેશ

લક્ષ્ય દેશનું પરિપક્વ એ,
પુનિત આર્યનો 'જન્મહક્ક' એ ;
સમય સમીપ છે, નિડર બની, જીત લક્ષ્ય,
રાહ તુજ જૂવે છે.
—સ્વદેશ.

૩: ૯: ૧૭.



## ખરૂં આર્યજીવન.

( પહાડી ગઝલ )

જે માનવના જીવનનો, હેતુશૂન્ય સંસાર:
જગ–પરપોટા રૂપ તે, જીવતરને ધિક્કાર:
ધરી જગ દોહ્યલો મનુદેહ, પ્રાણ, ધર્મ આ જે:
પશુથી યે તુચ્છ–ખપે જો નહિ નિજ દેશ કાજે:
—ધરી.

હાડ, માંસ ને રૂધિર, જે ભૂમિ–કણથી પોષાય:
તે ભૂમિના હિત કારણે, ભલે જીવન હોમાય:
નસે નસ પૂર્વનું ગૌરવ વહે પ્રિય દેશ દાઝે:
નમે અમ આત્મ, જ્યાં ભૂમિસૂત પૂજ્ય પદે વિરાજે:
—ધરી.

સૃષ્ટિની ઘટમાળમાં, જન્મ-મરણ તો છેજ;
કરે દેશ-સેવા ભલી, જન્મ્યો વિશ્વે તેજ:
નહિ કીટ-કાગ સમી ઝિંદગી જનતાને છાજે:
ગુજરતાં વેઠ પેટે ધિક્ જો નહિ ચિત્ત લાજે:
—ધરી.

ધન, હોદ્દા પરિવારથી સફળ નથી અવતાર;
જે ભૂમિએ દીધ જન્મ, સૌ તેને અંગિકાર:
કરજથી છૂટવાને ફરજ આ ગંભીર ગાજે;
સ્વીકારી દેશનો આદેશ વહો સેવા-સમાજે:
—ધરી.

અમર નામ ઉદ્ધારિણી, દિવ્ય નામના એંજ;
અવર કીર્તિનાં કોટડાં ઝાંખાં દીપક-તેજ:
ક્ષિકાં એ તેજ ભળે આથમી અણુદીઠ વા માં;
સદા દિવ્ય નામનાનાં નૂર તપે રવિ-પ્રભામાં:
—ધરી.

રવિ સરખાજ તપોબળી, પૂર્વજનાં સંતાન !
દેશ દર્દ નિવારવા તપવું ઘટે મધ્યાન્હ.
—ધરી.

૧૨: ૪: ૧૭.



# સ્વાર્પણ.

[ મિશ્ર લાવણી. ]

સ્વધર્મને અંગે જે માનવ દેહ પ્રાણના દાતા છે,
ધન્ય–સફળ અવતાર તેમનો: તેજ ધર્મના ત્રાતા છે.
—સ્વધર્મ.

પશુ સમોવડ પ્રજા ગણાતી,
ધર્મભોમને જે નહિ ચ્હાતી:
ધર્મ વિહીણાં માનવ જ્યાં ત્યાં જોશો જગમાં અથડાતાં છે.
—સ્વધર્મ.

દર્દ બધાં નાબુદ થઈ જાયે,
તકદીરનું પાનું પલટાયે:
સ્વાર્પણ ને સેવા–બળ આગળ વશ નિશ્ચે વિધાતા છે.
—સ્વધર્મ.

આર્ય સનાતનતા કરમાતાં,
પ્રતિકૂળ બન્ધન બંધાતાં:
મુક્ત બન્ધથી કરવા, સાધન મૂખ્ય ગીતાની ગાથા છે.
—સ્વધર્મ.

શસ્ત્ર, બાહુબળ, કળા ન ખપનાં,
એક ટેક સત્યાગ્રહ વ્રતનો:
આત્મવિજય અંતિમ કાળે દેશાન્તરમાં પંકાતા તે.
—સ્વધર્મ.

૪: ૯: ૧૭.



# "મો જીવન અભિલાષ છે."

[ ત્રૂટક હરિગીત. ]

જ્યાં મન હૃદય ને આત્મ મસ્ત, સદા અભયના પાનથી,
મસ્તિષ્ક જ્યાં ઉંચું ટકે ગૌરવ ભરેલ સ્વમાનથી:
જ્યાં જ્ઞાન એ સાધન ઠરે શાશ્વત પરમ કલ્યાણનાં,
ને તેજ જ્યાં બ્રહ્માન્ડનાં:

પોલાદી જ્યાં સાંકળ સમાજની બંધ ના બાંધી શકે,
ને આત્મભાવ પ્રપૂર્ણ પ્રેમ અભેદ–અવિચ્છિન્ન જ્યાં ટકે:
જ્યાં સત્યની ગુહ્યતમ ગુહામાંથી વદન વાચા ઝરે,
ને પુણ્ય પ્રભુનાં અવતરે:

સ્વાતંત્ર્ય, સ્વાભિમાન કિંવા પ્રેમ મુકિત કારણે,
છે ઝિંદગીનું ધ્યેય સ્થિર જ્યાં પહોંચવા એ દ્વારને:
જ્યાં અન્ધશ્રદ્ધા કે સમાજ પ્રબંધના તિમિરમાં,
નથી તેજ સાત્વિક આથમ્યાં:

જ્યાં દિવ્ય તુજ પ્રકાશથી ઉજ્વલ હૃદય સઘળે સ્થળે,
વિશાળ ને ઉદાર તારાં ભાવ–કિરણમાં ભળે;
વળી તુજ પ્રવાહ વિષે વહી કર્ત્તવ્ય શકિત પાથરે,
આદર્શતાને આદરે:

પ્રિય તાત ! વિનવું તાત ! એવા સ્વર્ગના સામ્રાજ્યનું,
શુચિ સ્વમ મારા દેશમાં ચરિતાર્થ થાઓ: એ ભણું.
નહિ યાચના વાંચ્છું બીજી: આ ભાવ કે આ આશ છે,
ને એ જીવન અભિલાષ છે. *

૩૧ : ૫ : ૧૭.



## "રાષ્ટ્રતાનો ચાહ હો."

[ હરિગીત. ]

અમ પૂર્વજોનો પુણ્યરક્ત-પ્રવાહ નસ નસમાં વહો,
શીલ, સત્ય, સાહસ, બળ તથા પુરૂષાર્થ પૂર્ણ રૂપે રહો:
શુચિ ધર્મ-પ્રેમ સંબંધથી ભિન્નતા ભૂલી સૌ એક હો,
**હમને તમારો ચાહ હો તમને હમારો ચાહ હો.**

વિદ્યા, કલા-કૌશલ્યના વિકાસયુકત વિલાસ હો,
કર્ત્તવ્યપન્થે આત્મ ને ચારિત્રનો ઉજાસ હો:
દુ:ખ, દ્વેશ, કલેશ, કુસંપ, સ્થૂળ વિકાર: સહુનો દાહ હો,
ને આત્મગૂંજન એક, "**સૌમાં રાષ્ટ્રતાનો ચાહ હો.**"

---

* "Where the mind is without bear and the head is held high" મહાકવિ રવીન્દ્રનાથ ઠાકુરના આ ચરણથી શરૂ થતા સંગીત પરથી રચાયલું. "તૂટક હરિગીત" નો રાગ નવીનજ નિપજાવેલો છે.

"કરૂં ધન્ય જીવ્યું જન્મીને" આ જીવનનો ઉદ્દેશ હો,
દેશાભિમાન ભૂલાયના નિજ દેશ વા પરદેશ હો:
અખીલેશના આદેશમાં જ સ્વદેશનો સિદ્ધ રાહ હો,
**हमने बधांना चाहमां सौमां प्रभुनो चाह हो.**

વૃત્તિ લોભની કે લાલસા ના સ્વાર્થ પ્રત્યે લક્ષ્ય હો,
પરમાર્થ, સેવા સતત પુનિત નિત્ય નેત્ર સમક્ષ હો:
"હો વિઘ્ન કોટી, હું અચળ સમ મેરૂ:" એ ઉત્સાહ હો,
**दिल राष्ट्रताना चाहमां निज राष्ट्रनो खुद चाह हो.**

"આ દેશ મારો, દેશનો હું" દેશહિતમાં ઝુઝવું,
જીવી દેશવ્રત-દીક્ષા વડે જ સ્વદેશ સુત સાચા થવું:
શ્રદ્ધા પછી ઉતરી હૃદય સાત્વિક જગવશે ભાવના;-
**"नथी दूर देशोत्कर्ष, चाहे-चाह्य किंवा चाह्य ना."**

૧૪: ૧: ૧૭.



## "હિન્દ હમારો."

(એક કોરસ.)

પરાપૂર્વથી સમર્થ ક્યાં નર?
જોડ ન જેની જગમાં કો સ્થળ:
કોણ પ્રદેશ પવિત્ર રસાળો?
—"**हिन्द हमारो हिन्द हमारो.**"

* હિન્દી કવિતા ઉપરથી ફેરફાર સાથે.

પ્રકાશિત ક્યાં અપૂર્વ આત્મબળ ?
જન્મી કલા ક્યાં વિધવિધ હુન્નર ?
જ્વલંત કો ત્રિભુવનમાં તારો ?
—" हिन्द हमारो हिन्द हमारो. "

પશુવત્ જ્યારે માનવ રહેતાં,
ક્લેશાદિ સંકષ્ટ સહેતાં;
કૉણ એમને ઉદ્ધારનારો ?
—" हिन्द हमारो हिन्द हमारो. "

ઋષિ, સુર શી ક્રિડા કરવામાં,
પામરની પીડા હરવામાં;
કૉણ ઇશનો બન્યો દુલારો ?
—" हिन्द हमारो हिन्द हमारो. "

કૉણ દેવગણનો યે રક્ષક ?
કૉણ દાનવોનો યે ભક્ષક ?
કૉણ ભૂલવતું દુરાચારો ?
—" हिन्द हमारो हिन्द हमारो. "

વિદ્યા, વિનય, દયા નીતિમાં,
કૃતજ્ઞતા, પુણ્ય, અમી, પ્રીતિમાં;
હરિફાઇમાં કૉણ ન હાર્યો ?
—" हिन्द हमारो हिन्द हमारो. "

રોગ, શોક સંસારી ટંટો,
નવા નવા ખૂબ ધાર્મિક પન્થો:
કૉણ ન પામે ક્લેશ છૂટકારો?
—" हिन्द हमारो हिन्द हमारो."

ત્રીસ કોટિનો નાયક હોઈ,
પોતાનું નિજ હસ્તે ખોઈ;
કૉણ હવે પાડે પોકારો?
—" हिन्द हमारो हिन्द हमारो."

કૉણ માતૃભાષાથી વિમુખ?
કૉણ સહેતું મૂગે મુખ દુઃખ?
કૉણ કહાવે હવે "બાંચારો?"
—" हिन्द हमारो हिन्द हमारो."

એક સમે જે નન્દનવન સમ,
હવે દશા પામી અધમાધમ:
કૉણ કરે અહ! "માર્યો માર્યો"?
—" हिन्द हमारो हिन्द हमारो."

જતા ચેતને જડતા અહીંને,
જોઈ રહીશું દશા નહિ એ;
સ્વરાજ્યવાદી શુદ્ધ થઈને,
—સિદ્ધ કરીશું "હિન્દ હમારો."

૨૬: ૮: ૧૫.



[ ત્રૂટક લાવણી. ]

"હીન્દી"નું દુર્લભ દૈવત નહિ હિન્દી હોઇ છુપાવીશું:
ભારતભાષાને અંગે હિત કંઇ પણ કરી બતાવીશું.
ને ભારતતેજ તપાવીશું.

જે જનનીને અંકે ઉછર્યા લાડ, કોડ વત્સલતાથી,
ભૂલી તે કુદરત ભાવોને નહિ કૃતઘ્ન કહાવીશું:
કૂખ જનનીની દીપાવીશું.

મીઠી. રોચક, દૈવી, શૌર્યભરી ભાષા એકજ હિન્દી,
રસાળ એ સંસ્કૃતતનયાનું ગૌરવ કેમ ઘટાડીશું ?
કાંઇ જ્યોતિ નવીન જગાડીશું.

"ગંગામૈયા" શબ્દ સુણી અંતર જે નિર્મળ ભાવ સ્ફૂરે.
સુચિ શબ્દ એ "ગેંગીઝ" કહી શા સારૂ શુષ્ક બનાવીશું?
શીદ જીવનને અભડાવીશુ ?

ત્રીસકોટિની પોષક, રત્નાકર સમ હિન્દ વીંટાળી રહી,
રત્ન ભરી અણમોલ, સનાતનઃ તે ભાષાજ ખીલાવીશું:
ને આત્મ-હૃદય અજવાળીશું.

ગુર્જર, સિંધી, મુલતાની મહારાષ્ટ્રીય, કેનેડી, તામિલ,
ઉર્દૂ, બંગાળી—બ્હેનો સૌ મળી મુખ્ય હિન્દી ચાહીશું:
ને હિન્દી છાંયે છવાઇશું.

"હિન્દી" અમારા જીવન વિષે ઓત પ્રોત થઇ વહો સદા:
દેશનું દેશીભાષાથી દેવાંશી નૂર ઝળકાવીશું:
શાશ્વત અમ હિન્દ સુહાવીશું.

૨૮: ૭: ૧૭.



## રક્તરેષા.

( શંકરાભરણ. )

વ્યોમ વિશાળની દિશ પશ્ચિમને,
રક્તરેષા રસી લેતી રંગે:
ન્હોય તે તેજભર પ્રાચિ મંગળ ઉષાની
પ્રભા કુમળી આ પ્રસંગે:

દીસે કારમી રેખ સન્ધ્યા તણી એ,
અનળના વિકળ ભડકા સમી એ:
દિસે કારમી રેખ સન્ધ્યા તણી એ.

ભભુકતી પશ્ચિમે અનળસન્ધ્યા ભૂંડી,
સ્વાર્થી—જડવાદી, સડતા સુધારે

ખૉળી ખૉળી દહે, ખ્હોળી ખ્હોળી ગજબ
પ્રાણને, સાન્ધ્ય ભડકો અત્યારે !

ચિતા ઝવાળ વરસંત પશ્ચિમ દિશામાં,
જીવન જીવતાંય હોમાય ચિતામાં !
ચિતા ઝવાળ વરસંત પશ્ચિમ દિશામાં.

અવનવાં કારખાનાં નર્યાં, તે વિષે,
ને સમરભૂ વિષે વિશ્વત્ર ! !

થાય કેં પ્રાર્થના, ન્હોય તે તુજતણી:
સ્થૂળ ઉત્સાહભર—શૉખ દાતા:

પિતા ! એ અખતરા ભરી પ્રાર્થનાઓ,
ભુલવતી નામ, તૂજ નામનાઓ:
પિતા ? એહ જડતા ભરી પ્રાર્થનાઓ.

તુજ પ્રભુતાની એકત્ર પ્રભૂ ! બધી પ્રભા,
તેજ આનંદભર ધરી સમાધિ,

ભૂતદયા, ધૈર્ય સાધુવૃત્તિથી લપ્પઇ
પૂર્વ આરે ત્યજી સ્થૂળ ઉપાધિ:

ઉંડાં તિમિરની શાન્ત ગંભીરતામાં,
ભાસતાં પૂર્વમાં કિરણ તારાં:
ઉંડાં તિમિરની શાન્ત ગંભીરતામાં.

અનન્ત બ્રહ્માન્ડના બ્રહ્મ ! તુજ તેજ ને
પરમ આનંદની દિવ્ય જ્યોતિ,

અખીલ વિશ્વાત્મની મુક્તિને કારણે
દર્શ દેતી કદી પૂર્વમાંથીઃ
પિતા ! આત્મશ્રદ્ધાર્થી આ સત્ય ભાસે,
તુજ લીલા દિવ્ય તો અહીં પ્રકાસે !
પિતા ! આત્મશ્રદ્ધાર્થી આ સત્ય ભાસે.*

૨૫: ૩: ૧૭.



## ગૌરાંગ સેવા સ્મરણ.

( હરિગીત. )

સૌ **અમર**, તારકગણ રૂપે સિંચે અમી રહી ગગનમાં,
અમુલખપળો લખનૌ તણી કોંગ્રેસની ધન્ય જીવનમાં:
"શિત–ઉષ્ણ,"મુસલમાન-હિન્દુ, સ્વરાજ: સૌમાં એકતા!
ત્રિખંડ–ત્રિવેણી સમાન વહે બળો સહ યોગ્યતા.

રળિયામણી રજની ખીલી અમી, ચન્દની ને શાંતિથી,
શય્યા–શયનમાં સ્મૃતિ જન્મી દેશની ઉત્ક્રાન્તિની:
મીઠી નિંદ, મૃદુ–મધુ અનિલલહરીથી મિચાયાં લોચનો,
દૈવી પ્રકાશથી દર્શ દે ગૌરાંગમૂર્તિ–અમર ગણો !

---

* "The Blood–Red–Line" નામના મહાકવિ રવીન્દ્રનાથ ઠાકુરના કાવ્ય પરથી.

આ સન્તઆશ્રમ હિન્દ કે શુચિભૂમિ ઋષિ, મુનિની રૂડી,
રસદા અમરવાડી ગણાતી રત્નગર્ભા સુરપુરી;
તે ભૂમિપર વળ્યું આવરણ: થઇ પ્રેરણા પરમેશની,
ગૌરાંગ સજીને સ્વાંગ, ધરીને કાળજી આદેશની—

ઉતર્યા કિનારે પૂર્વના: પામી પુરાણી આર્યના,
સ્વીકારી સેવા ધર્મવ્રતથી આવરણ નિવારતા;
ભૂ ખેડી, તપી મધ્યાન્હ તપ વાવ્યાં વિવિધ બીજ વિધિથી,
ઉર ભાવના એકજ અચળ અમ હિન્દીફળની સિદ્ધિની!

અમ ભામ કારણ સોમ ઘોળી હિન્દી સૌમાં સારવ્યો,
ને શરદ–ચન્દ્રામૃત ઢોળી હિન્દને પાયાં નવાં;
સ્વાતંત્ર્ય, ગૌરવ ને સ્વરાજ–સુગન્ધ દીધી હિન્દને,
હ્યૂમ, કેરહાર્ડિ હેન્રિ કોટન ને કમિટિ ધન્ય તે.

કરી હાર્દ હિન્દીનાં, પ્રભુ ખાતર સ્વ–રૂપે સજ્જ થઇ,
વીણા સૂરે તમ દિવ્ય વીણા–તાર છેડયો રાજ્ય મહીં;
જ્યાં શંખનાદ પ્રચંડ ને ઘેંઘાટ ઘંટારવ તણો,
તમ ગહન ગૂજન ત્યાં વણ્યાં, ઝીલ્યાં, પીધાં, કો એ સુણ્યાં—

એ વન્દુ હોર્નિમેન, વેડર્બર્ન બિસંટ બ્રાડલો,
શ્રી શારદા ને દ્રષ્ટબળ સહ સતત પરમાર્થે પળ્યાં!
બ્રહ્મા કને વિષ્ણુ સહે શંકર સમી બળ ત્રિપુટીથી.—
જીત્યાં હૃદય અમ આતમ જીતશો કેન્દ્ર જીતવાનું જીતી.

બુકર ટિ વૉશિંગ્ટન સમા વિમેર્ને વાદળ ઝળહળ્યા,
ઉજ્જડ વને પી સોમવલ્લરી ગાંધીજી સંગે ભળ્યા;
કુલી–રાંકની દીલ દાદ વરી, દીન ન્યાય, હજુ મંડ્યા રહ્યા,
પોલૉક, ઍન્ડ્રુસ ને પિયર્સન હૃદયથી હિન્દે ચહ્યા.

ઉદ્યાનપાલક, આર્યની સાહિત્યવાડીના મહા,
બુદ્ધિજળે, લેખિની બળે સઘળે વસંત ધરી ગયા;
એ ધન્ય ફાર્બસ, મેક્સમૂલર, ટૉડ અન્ય મહાત્મને,
વિપન સુધારક, ને ઉદ્ધારક અન્ય: વન્દન આપને.

હો આપ ભારતસ્થંભ, ગ્રંથાયા અમે ઉપકારમાં,
તમ સેવચિહ્ન સુસ્થંભ ઉભરે દેવના દરબારમાં;
ને અત્ર આરસથી સુંવાળાં આર્યસુતનાં હૃદયમાં,
તમ કીર્તિ ટાંકે ઉછળતાં શોણિત અમારાં વિજયનાં.

તમ આત્મ ઉજ્વળ, ભાવ ઉજ્વળ, દેહ ઉજ્વળ દેવ શા,
તમ સૃષ્ટિ ઉજ્વળ, દૃષ્ટિ ઉજ્વળ, પંથ ઉજ્વળ સેવના;
બ્રહ્માક્ષરી તમ કલમ ઉજ્વળ, પ્રેમ ઉજ્વલ સત્ય દા,
તમ જન્મ ઉજ્વળ જીવન ઉજ્વળ, જીવ્યું ઉજ્વળ સર્વથા.

૨૮ : ૩ : ૧૭.



# દેશની ભાવી આશાઓ.

ઉજ્જવલ કિરણ રૂપ આશ ભાવી દેશના સંચાલકો;
પ્રિય માતૃભૂમિની ગોદમાં ખેલો ખીલો ફૂલ-બાલકો !

કોવિદ, કવિ છો, દાર્શનિક છો, જ્ઞાની, વૈજ્ઞાનિક તમે,
શિલ્પક, ચિકિત્સક, નિખિલનાવિક, વ્યોમવૈમાનિક તમે,
પૂજ્યો તમે, દેવો તમે, સત્ય-પ્રેમની પ્રતિમા તમે,
છો માનવીના તાન ને સંસારની શામા તમે,
જીવન તમારૂં રસભર્યું, સરકારૂં ભવરસપાલકો;
પ્રિય માતૃભૂમિની ગોદમાં ખેલો ખીલો રસબાલકો !

સુખના ભર્યા જલધર તણા સુન્દર કિનારા શા તમે,
તોફાન, વા-વંટોળિયાં તમશું રમે: પણ ના દમે,
આ વિશ્વવાડીમાં કુસુમ-કળી સમોવડ ખીલના,
સંસારગૃહના દીપ છો: સૌ શુષ્ક દીપક ગુલ થના,
પ્રભુપુણ્ય છો, આશિષ છો: મનુજીવનનું કલ્યાણ છો;
પ્રિય માતૃભૂમિની ગોદમાં ખીલો ચિરંજીવ-બાલકો !

તાન્જ તમારાં શક્તિ ને શોણિત: હૂંફાળાં તમે,
તરઓળ, મીઠડા બોલમાં: કોમળ સુંવાળાં છો તમે,
સ્મિત હાસ્યમાં સૌ વિશ્વના વિલાસ ફૂલ થના બને,
તમ ભાવમાં ગરકાવ થઇ ભવતાપ ભૂલી જતા અમે,
ધન્ય બાળ ! ભરતવર્ષનાં—છો ભારતીનાં લાડકાં;
પ્રિય માતૃભૂમિની ગોદમાં ખીલો સનાતન બાલકો !

બળ જ્ઞાનવોનું ઘોળી પીનાર્ આર્યના પોષક તમે,
સુચિ યજ્ઞના કરનાર પૂર્વજ ઋષિના રક્ષક તમે.
કાલિંદીને જળ કાંઠડે જઇ નાગ કાલી નાથિયો,
કહાડયું નિકંદન કંસનું સદ્ધર્મને સંસ્થાપિયો,
છો રામ એ, છો શ્યામ એ, ઇંદ્રિયદમન ગોપાળ છો.
પ્રિય માતૃભૂમિની ગોદમાં ખેલો ખીલો ઋષિબાલકો.

સત્યાગ્રહી પ્રહ્લાદ છો: એ આત્મબળ હૈડે રમે,
ધ્રુવ છો: તપોબળ તેજભર અંતર નિરંતર ત્યાં નમે,
વિદ્યા વ્યસની છો પાર્થ-કનડયા કૌરવો, પણ જે ભણે!
અભિમન્યુ છો, બળરામ છો, લક્ષ્મણ: જયી સમરાંગણે,
સાંદિપનીના શિષ્ય સુદામા—કનૈયાલાલ છો:
પ્રિય માતૃભૂમિની ગોદમાં ખેલો ખીલો સુર બાળકો!

સિંહ બાળ સંગે ખેલનાર શકુન્તલાના સૂત છો,
કરનાર કેશરિયાં શૂરા રણવીર નર રજપૂત છો,
ગૃહ, ગગન, ગિરિતળેરી ગૂહા ભેદનાર શિવાજી છો,
છો આર્યનો અવતાર: સારવી શૌર્યવલ્લરી રસ પીધો,
વળી છો પ્રતાપી પ્રતાપ વંશજ: કાળના યે કાળ છો;
પ્રિય માતૃભૂમિની ગોદમાં ખેલો ખીલો વીર બાળકો!

સૈનિક કરે શી ખાતરી સમશેર પાણીદારની?
કરી અંગૂલિ પર ઘા, અનુભવી તેજ અસિની ધારની!
દીધ આત્મનો બલિ ઉમળકે: નથી ધર્મ ભ્રષ્ટ થયા તમે,
નૂર-શક્તિસિંહ, ગોવિંદગુરૂ સુતનાં કદી નહિ આશ્રમે,

વામન દીસો પણ શક્તિમાં વૈરાટ રૂપ વિશાળ છો:
પ્રિય માતૃભૂમિની ગોદમાં ખાલો સ્વધર્મી બાળકો !

ભરત જનેતાનાં નિર્જેતા બાળ! જીવન આશ છો,
"ઉદ્ધારના આધાર છો." આ આત્મભાવ-પ્રકાશ છો.
ખીલી જનની અંકે, જીવજનાં નહિ જનનીને ભૂલી જશો,
ભૂલી ભક્તિ, પ્રેમ: પ્રલોભને નહિ ભ્રષ્ટ ભૂમિધર્મે થશો,
સહી તાપ પાળે માન: તેવો ધર્મ થવું-પ્રતિપાળનો:
પ્રિય માતૃભૂમિની ગોદમાં ખેલો ખીલો પ્રભુ બાળકો !

બની જ્ઞાની. સાધન-શક્તિ સંપન્ન, પાત્રતાની કસોટિયે,
**શ્રી, શારદાની** પ્રસન્નતા સહ દેવી શું વર યાચિયે:-
"અમ ધર્મનું, અમ દેશનું, અમ આત્મનું પરમાર્થમાં,
કલ્યાણ અમ હાથે હજો: આદર્શવર આ જીવનનો:
ઉજ્વળ કિરણ રૂપ આશ સારી દેશના સંચાલકો
પ્રિય માતૃભૂમિની ગોદમાં ખેલો ખીલો હિન્દ બાળકો.*

૨૪: ૧: ૧૮.

---

* અનુવાદ.



# દેશનો રત્ન ભંડાર.

[ ગરબી ]

ભજું મારી ભરતભૂમિ :
ઝળહળતી જ્યોતિ સમાન, ભજું મારી ભરતભૂમિ :
સોહે, શશિ–રવિ સમ સંતાન, ભજું મારી ભરતભૂમિ :

નિર્ભય જય ટંકાર ગજવતા, શુદ્ધ સનાતન વીર રે;
સત્યાગ્રહી સમશેર ઝડી, ગુર્જર ગાંધી ગંભીર :
— ભજું.

તાજ હિન્દ રજાને નામે, ફિરોજશા મશહૂર રે;
સ્થાન સવાયું ઝીલ્યું જીન્નાએ: મુંબઈ છે મગરૂર :
— ભજું

શિવાજીના વંશજ દક્ષિણે, રાનાડે રખવાળ રે;
ગુરૂ–શિષ્યના અંશે તપતા, ટિળક-કેશરીબાળ :
— ભજું.

પંજાબે પયગમ્બર સરખા, લાલા લજપતરાય રે :
મદ્રાસે મનમોહક મૈયા, બિસંટ બહારે ધાય : —ભજું

વન, ગૂહા, ગઢભેદક ગર્જન, સિંહ સમોવડ શૂર રે;
બંગાળે બેનરજી, ઠાકુર, બાબુ કુટુમ્બ ભરપૂર :—ભજું.

આયર ને માલવિયા, ટાટા, બોઝ જદુ સરકાર રે;
હક, અલિ, નેહ્રુ નભતારક વેરે તેજ અપાર : —ભજું

"લોકમાન્ય" ને દેશદીપક બહુ "નામદાર" ભૂમિભક્ત રે;
અમ હિતઅરથે ભરતભૂમિ! ત્હેં અર્પ્યાં અમુલખ રત્ન :
— ભજું.

સન્ ૧૯૧૬.



# "માતને વન્દન વારંવાર

( ભૈરવીની છાયા. )

માતને વંદન વારંવાર :
તમારી સત્તા અપરંપાર.

—માતને.

આર્ય તણે મન્દિર મન્દિર તમ, પ્રતિમા પૂજ્ય પૂજાય;
હિન્દીને હૃદયે હૃદયે મા ! સતત્ સ્મરણ તમ થાય:
ધ્યાન ધરીએ થઇ એકાકાર.

—માતને.

કનકરેણુંથી અધિક પ્રતાપી, પદરજ ચઢાવીં શિર:
કૃતાર્થ થઇએ ભક્તિ–તપથી, સુરગંગા ! તમ તીર:
નિરંતર સેવામાં તૈયાર.

—માતને.

રણશૂરા, વીર સુત તમારા, ઝીલવે જે કૂળ ફુલ;
ધરીએ તે અંતર ઉમળકે, દેહ, પ્રાણ–ધન ડૂલ
સમર્પણ કુટુમ્બ સહપરિવાર.

—માતને.

હસ્ત મૂકો શિર, હિન્દી જગાડયા: જાગ્રત રહી ચીરકાળ;
સ્વરાજ–કિરિટ પહેરાવી માને તેજ તણે અંબાર:
વિજયનો ગજવીશું ટંકાર.

—માતને

૫ : ૯: ૧૭.



## વીર સ્મરણ.

[ લાવણી ]

રણરંગભીના કેસરી ભડવીર સૈનિક શૂરા,
ઉછરી જનેતાઅંક કુલદીપક કહાવ્યા જે પૂરા :
જે પિતૃઋણથી છૂટી ભોગે દશ દેતા સર્વ શા.
એ આત્મબલનું રાજ !! ધન્ય રાજપૂત ! એમ પૂજજો.

જેણે કેસરી ભાગવી ભૂમિભક્તિવ્રતને પાળવા.
પરવા ન કરી, નિજ, ભાગની: તૃષાર્ત જે જયમાળના
"મારી ભૂમિ, મારી પ્રજા" એ સૂત્ર ઉરમાં આદરી,
તાપે તપી પોતે, પ્રજા–સંતાનને છાંયા ધરી.

પરિધાન જેણે સ્વાંગ કીધાં અંગ ઉપર ધર્મના,
શાસકફરજનો મંત્ર ના વિસરી જતા કદી સ્વપ્નમાં;
જે ટેક, દઢતા, શૌર્ય ને પરહિત જેનાં પુલક,
શોણિત જેનું વીરરસથી શુદ્ધ તાજું ઉજ્જ્વલ

રણયજ્ઞમાં આગળ વધી પ્રકટાવી નૂતન સ્ફુર્તિયો,
જેણે કરી યાહોમ દીધી પ્રાણની આહુતિયો ;
જે ચક્ર સુદર્શન સમા દેશાન્તરો ડોલાવતા,
એ અગ્નિરૂપ શ્રી ક્ષાત્રવીરને શિર નમતું સર્વદા.

૩૧ : ૫ : ૧૬.



## ગજવી.

( સોરઠા. )

શરદપૂનમ શશિરાજ, રજની અજવાળે રસે;
છે કોઇ એવો રાજ, જીવન અજવાળે યશે?

ગૌરવ પુર ગંભીર, નર રણશૂરો રાજવી:
છે કોઇ એવો વીર, તપે અખંડ રૂપે રવી?

દેશ-ભોમની દાઝ, રોમે રોમ રમી રહી;
છે કોઇ એવો રાજ, લેશ પરાજિત જે નહીં?

ક્ષાત્રધર્મી વન-રાજ, પારસમણિના સ્પર્શ શો;
છે કોઇ એવો રાજ, અવનીના આદર્શ શો?

પાળી અવિચળ ટેક, પૂજ્ય, પ્રભાવ-બળે બન્યો;
કેશરભીનો એક, ચક્રવર્તી ચૂડામણી.

"મ્હારો" કહી મેવાડ, ગાજી, હંફાવી ધરા;
રાખ્યું ન શત્રુ નિશાન, પરશુરામ બીજો યથા!

સંકુચિત સહુ માર્ગ, કીધા જેણે મોકળા;
અધુના યે સૌભાગ્ય, ઉદયપુર—મેવાડનાં!

પ્રસન્ન જે પર દેવ, ને ઋષિ હારિત હતા;
સાચી ત્હારી સેવ, બાપારાવળ રાજવી.

૧૯૧૬.



# કર્મવીર ગાંધીજીને ચરણે—

[ ગરબી. ]

ધ્રુવ સમ અવિચળ તેજોમય દિવ્ય તારલા !
આર્યભૂમિને ઉજ્વલ યશમન્દિર જો !
મનુહિતહવને હોમી નિજ જીવનકલા :
પુર પુરમાં નૂર પૂરતા ગુણ ગંભીર જો !
સત્યાગ્રહી ! નિર્ભય મંગલમય તારલા !

કર્મવીર ! તમ અમર નામ ને નામના :
હરિશ્ચન્દ્ર ને ધર્મજીવનનું હીર જો !
એ સંતોના તપમાં કંઇ કંઇ રહી મણા.
મણા પુરીને લાધ જીતી જગ જીવ જો !
જીત્યા દેવો, ઝીલી સમષ્ટિ ભાવના.

વિચાર, વાણી વિમળ વર્તનમાં વહે,
મુમુક્ષુજન મોક્ષ લક્ષ્યના આત્મ જો !
દૂર દૂરથી ઉતરતા સત્યાશ્રમે,
પઢવા આ એકજ પરમાત્મન પાઠ જો :—
"નિઃસ્વાર્થ જીવનમાં શાશ્વતપથ ઉજ્વલા."

૩૧ : ૭ : ૧૬.



## દાદાભાઇ જયંતી.

[ સોહિણી ગઝલ ]

સૌ આર્યબન્ધુ આવશો પ્રિય આર્યભૂમિને આંગણે;
દાદાજયંતી ઉઝવીએ એકાત્મથી મળી આપણે:
— સૌ.

જે ઇશ્વરી આદેશ યુક્ત સ્વરાજ્યના નવચેતને;
જીવન જગાડયાં હિન્દીનાં એ જીવન ભજશું આપણે:
—સૌ.

દીક્ષા દીધી: "મંડયા રહો આદર્શ ફળવા કારણે;"
એ અભયવરદા પૂજ્યનાં પૂજન કરીશું આપણે:
— સૌ.

દીધ જ્ઞાન ગુણનાં દાન દૈવી પોષનાં પરમાર્થને
એ સંત હૃદયામૃત પી પાવન બનીશું આપણે:
— સૌ.

કુળ—દેશ દીપક રત્ન, શાસક હૃદયના: પુણ્યાત્મ જે;
વન્દન અનન્તે વન્દશું શિરછત્રને સૌ આપણે:
— સૌ.



# ગોખલેનાં સ્વર્ગારોહણ

( ગરબી )

તાર તૂટયા ત્યાં સંગીત શાં ગાવાં ગમે ?
ગાતાં થાતો તાલ બસૂરો ગીતનો :
ગીતના ભાવો નથી અજાણ્યા નાથને !
છતાં અધીરૂં રોકી શકાય ન ચિત્ત જો :
તાર તૂટયા ત્યાં સંગીત શાં ગાવાં ગમે ?

નન્દનવન ઉજ્જડ વેરાન સમોવડું !
પવને ઝડપ્યું પુષ્પ પવિત્ર અકાળ જો !
પુષ્પ ગયું પણ પરિમલ વિમલ વહે ઉરે !
પ્રતિપળ અંતર સ્મરણ થતાં ગોપાળનાં !
ગોપાળક ! તુજ અમર નામ ને નામના.

સ્મરણ રહ્યાં તો વિયોગ બ્હેતર વેઠવો :
પવન ભલે લઇ પુષ્પ ધરે પરમાત્મને
દેહ તણા શા મોહ, વ્રથા શી વાંચ્છના :
શાશ્વત શાંતિ અરપે પ્રભુ એ આત્મને,
ભારતજનની અંતિમ છે એ યાચના.

૩ : ૯ : ૧૭.



# દાદાનો દેહોત્સર્ગ !

-( મિશ્ર ભૈરવીનો ઢાળ. )

ઘનઘોર ઘટા શી છાઇ !
નભમંડળ આ, કે અવનીતળ : સ્થળ-સ્થળ ગ્લાનિ છવાઇ !
—ઘનઘોર.

વાદળઘેર્યા મલિન ગગને, શુષ્ક ભાસતા સૃષ્ટિ વને, કે—
સૌનાં માનવ—હૈડે, નયને તેજ—કિરણ નહિ ક્યાંઇ !
ગેહ્યા અન્ધકાર પથરાઇ !
—ઘનઘોર.

વાદળ વર્ષે મુશળધારે સાથે વર્ષા હેલી;
ઊભરાતાં હૈડાં આર્યોનાં નયણે દે નદ રેલી;
ભૂમિ આંસુડાંથી ભિંજાઇ !
થતાં "દેવ" શ્રી દાદાભાઇ !
—ઘનઘોર.

વર્ષા પછીનો ઉઘ્રાડ તપવે મનુ—તન વાદળી તાપે;
ગેઇ ખુટયાં નીર, હૃદય શુષ્ક થઇ વિરહે બાળી નાંખે !
ગયા એ, હવે ન દાદાભાઇ !
સ્મરણ ને સ્વપ્ન રહ્યાં દુઃખદાઇ !
અરેરે સ્મરણ માત્ર દુઃખદાઇ !
—ઘનઘોર.

ભારતવર્ષે ભીષ્મ ન જાણ્યો, પાર્ષદ શોધ્યા ન થોડું !
ખોટ ખમી ન શકયા શું દેવો, અમુલખ ફળ અમ તોડયું !
ખોયું મળવું દુર્લભ યાંહી :
મહર્ષિ એકજ દાદાભાઇ !
તપોબળી એકજ દાદાભાઈ !
—ઘનઘોર.

સમર્થ હિતચિંતક સુકાની, પ્રેરક "સ્વરાજ્ય" પ્રભાનો:
જયગમ્બર, કર્ત્તવ્યમૂર્તિ એ પાત્ર પ્રભુની કૃપાનો:
ગુમાવ્યો હિન્દે દાદાભાઇ !
કરમે કેવી રેખ લખાઇ !
—ઘનઘોર.

ઝુલતા રાજનીતિજ્ઞો જ્યારે હિંદ્રી પારણે સાહી:
ચેતન પાએલાં તે સમયે સ્વરાજ ગીત ગૂઢ ગાઇ :
ગીતનાં ફળ ફળવા તક આઇ,
ભળ્યા તે પૂર્વે પ્રભુ નૂર માંહી !
—ઘનઘોર.

શાશ્વત શાંતિના અધિકારે ઇશ પરમાનન્દ દેશે
સેવામય સંતુષ્ટ જીવનના તમ આદેશે રહેશે—
હિન્દીવાન : એક સૌ ભાઇ.
મંગળ, દાદા ! આપ દુવાઇ !
—ઘનઘોર.

દેવશયન એકાદશી.



# "તમારા પ્રેમના પાઠો."

[ ગઝલ. ]

તમારા પ્રેમના પાઠો,
તમારી 'વ્હાલુડી' વાતો;
ઘડી ભૂલી હવે ભ્રાતો !
નિહાળો દેશની સામું.

હવામાં ઉડતા ભાવો,
ગગન-પૂષ્પો સમાં કાવ્યો;
સમેટીને જૂઓ હાવાં,
અસલ ઉદ્દેશની સામું.

'ઘડરીઓ' આભમાં જીત્યો,
હવે એ કાળ સૌ વીત્યો;
પરખવી-દેશ નાડી તો,
જૂઓ પરમેશની સામું.

બધાએ ધર્મના પન્થો,
ગુરૂ, આચાર્ય કે સન્તો;
જૂઓ થઇ એક પુણ્યવંતો !
પ્રભુ-આદેશની સામું.

દીઠેલાં સ્વપ્ન નિદ્રામાં,
અનુભવમાં હવે આણો;
ઉદયનાં વાય છે વહાણાં,
જૂઓ ઉન્નેશની સામું.

૧ : ૩ : ૧૬.



## પ્રહ્લાદનો સત્યાગ્રહ.

( કવ્વાલી. )

પિતા ! સત્તા તમોને છે: ધકેલી દ્યો ગિરિ પરથી !
જળાશયમાં ડૂબાવો કે હુતાશનમાં જલાવી દ્યો !
અધિકારી તમો રાજન ! કરી દ્યો દેશ નિષ્કાસન !
ચ્હો તો કેદખાનાનો ભલે કેદી બનાવી દ્યો !
સહાશે સત્વગુણથી સૌ સહેવા શક્તિ દીધ ઇશે:
ઊભો સત્યાગ્રહી: શાસન-દુરાગ્રહથી ચલાવી દ્યો !
મળી સત્તા તમોને તો ભલે ફાંસી ગળે દેશો !
સહેવી ફાંસી એ મુજ હક: મને એ વખ્ત લાવી દ્યો !
અરે દાનવપતિ ! આ'વા જૂલમ સ્હેવાર્થ હું નિર્ભય:
જીવન આત્મિકબળે વિજયી: કસોટિયે ચઢાવી દ્યો !
લીધેલું સત્યવ્રત સત્યે જતાં આ પ્રાણ પાળીશું:
કલંકિત જન્મ નહિ કરશું: બધી સત્તા ચલાવી દ્યો !
"હતો પ્રહ્લાદ ભય પામી જ સત્યાગ્રહ ત્યજ્યો તેણે:"
નહિ ઇતિહાસમાં એવું લખાશે કો દિ ભાવીમાં.
સ્વીકારીશ ના દુરાજ્ઞાઓ ભૂલી આદેશ ઇશ્વરનો:
નહિ આત્મા નમ્યું દેશે ભલે કાયા કપાવી દ્યો !
હૃદયના ઉચ્ચ આદર્શ-જતા સુધી નહિ ઝંપાય:
પ્રભુમાં છે અચળ શ્રદ્ધા: વૃથા જુલ્મો સમાવી દ્યો !
દમનનીતિ તમારી આ તમોને એક દિ નડશે:
બધી બળજોરી, પ્રભુનાં સત્યની ખાતર દબાવી દ્યો*
૧૯: ૯: ૧૭. —૧પતા !

---

* હિન્દી ઉપરથી.

## "સહેવો ક્યાં સુધી અપવાદ ?"

[ ભૈરવીની છાયા. ]

સહેવો ક્યાં સુધી અપવાદ ?
સમય છે: લાવો બર મુરાદ.—સહેવો.

હોય નૂર તો દેશ દીપાવો, દેશાન્તરમાં વીર !
પડી ટેવ ટપલા ખાવાની: પરવશ કરી શરીર—,
ખમો છો શાને મૂંગો માર !—સહેવો.

ભલે પરાધિન દેહ–દેશમાં: સ્વતંત્ર અંતર–પ્રાણ;
સત્ય, ઐક્ય ને આત્મબળે, તો દેશતણું કલ્યાણ—
સાધવા થવું ઘટે તૈયાર.—સહેવો.

'નેટીવ' નામે નિંદા વેઠો ! ગુલામી શું તમ માટ ?
'નાલાયક', 'અજ્ઞાન પ્રજા' છો ? 'હલકી' હિન્દી જાત ?
અરેરે, મ્હેણાં અપરંપાર !—સહેવો.

**નથી કાંચળી પહેરી બેઠા,** નથી રાંક પરિવાર;
મિથ્યા મહેણાંથી ભલું મરવું: ખુમીએ જો ધિક્કાર;
રહેવા દાસ, નથી અવતાર.—સહેવો.

હૈવત દાખવી કલંક ટાળો, બતાવી આપો ટેક;—
"આર્યભોમ છે બ્રિટિશભગિની અભેદ્યઅંતર એક
ધર્મ ને સત્ય તણો ભંડાર."—સહેવો.*

૪ : ૯ : ૧૭.



* દક્ષિણ આફ્રિકાના પ્રસંગને અંગેજ રચાયલું.

# "જગાવો ભારતને કીરતાર !"

[ ભૈરવીની છાયા. ]

જગાવો ભારતને કીરતાર !

રામ સમોવડ શાસક શોધું પયગમ્બર અવતાર,
મુગ્ધ બને જેના શાસનને જોઇ, વિશ્વ–સંસાર:

—જગાવો.

હે બળપ્રેરક બળિભદ્રવીર, થવા સ્વદેશોદ્ધાર:
ક્ષુધા, તૃષા ઉરતાપ ટળે ને પીગળે જીવનભાર:

—જગાવો.

ધનિક જાગે, કોવિદ જાગે જાગે ખેતીકાર:
જાગે જનની, બાલ, બાલિકા: સજે સ્નેહ, કલ્યાણ:

—જગાવો.

ભારતખંડના ભ્રમિત ભેદો ભેદી, સરજનહાર !
સમસ્ત હિન્દી કરે ઐક્યથી સ્વરાજપદસંચાર:

પ્રભો ! અમ સ્તુતિનો આ સાર.

—જગાવો.

૩: ૩: ૧૮.



## "અમુલખ એવો અવસર ક્યારે આવશે?"

( ગરબી )

અમુલખ એવો અવસર ક્યારે આવશે ?
એક પિતાનાં ભાંડુ સરખા ભાવથી,
હિન્દુ ક્રીટી સૈ હિન્દી બીજને વાવશે;
પ્રભુમય જીવને જીવવા જનની–લ્હાવથી :
અનુપમ એવો અવસર ક્યારે આવશે ?
પગલે પગલે પુણ્ય વેરાશે પૂર્વનાં,
નવે ખંડનાં નવચેતન જન પામશે;
આર્ય આંગણે તપશે તપ રઘુકુળનાં:
મંગલ એવો અવસર ક્યારે આવશે ?
આત્મઘાતનાં આળ ટાળશે માનવી,
આત્મભોગનો યોગ–પ્રવાહ વહાવશે;
શાસન વિષે જનકરાજ શા ગજવી:
અનન્ય એવો અવસર ક્યારે આવશે ?
માનવને મન્દિર મન્દિર દિવ્ય રાસથી,
ભૂમિ–વ્રત, પૂજન, ઉત્સવ ઉઝવણાં થશે;
જયી વરમાળ વરીશું સ્વયં–પ્રકાશથી:
ઉજ્વલ એવો અવસર ક્યારે આવશે ?
યથાશક્તિ અહીં ફળ–ફુલ કે ફુલ પાંખડી,
ભૂમિયજ્ઞ સૌ નિજ–નિજ નૂરે વધાવશે;
ઋણથી છૂટી ઠારશું પૂર્વજ આંખડી:
બ્હેતર એવો અવસર સત્વર આવશે.

૨૬ : ૨ : ૧૭.



# "જૂઓ ! લક્ષ્ય ધીમે ધીમે પાસ આવે !"

[ શંકરાભરણ. ]

આર્યભૂમિ તણે આંગણે અરૂણનો—
ઉદય આશાભર્યો દિવ્ય ભાસે !
દેશનાં અંગને રંગતી ચેતને,
જીવન નવું દેતી ઉષા પ્રકાશે !

ટળ્યું આવરણ નિંદ ને રાત્રિ કેરૂં:
ગીત મંગલ બધે વ્હે અનેરૂં !—
ટળ્યું આવરણ નિંદ ને રાત્રિ કેરૂં.

"સ્વ—હિણું રાજ્ય શું ? સ્વ—હિણાં માન શાં ?
"સ્વ—હિણા તંત્રની ભીખ ભૂંડી :
"ભેખ ધારણ કરી, ઉદિત આ કાળથી,
"ભાવના કલિત કરશું જ રૂડી :

"આ લક્ષ્ય સાધીશું સંયુક્ત ભાવે:
"સજજ સર્વસ્વના ભાગ- લ્હાવે :
"અને લક્ષ્ય ધીમે ધીમે આમ આવે !"
જૂઓ ! લક્ષ્ય ધીમે ધીમે પાસ આવે !

૩૦ : ૮ : ૧૭.

**વંદે માતરમ્.**



# એક હાથીની વાત

અનુષ્ટુપ:—

**"પક્ષીનું પાંજરૂં લોકે, ખુલ્લું રાખી શકાય છે:**
**"ખોલતાં વાઘનું કિન્તુ, લો. વિશેષ ધરાય છે."**

"જોગીરાજ ઉભા રહો જરી" એ રાગ:—

એક મનોહર હતો હાથી,
તેને પાળી રહી જન-જાતિ;
પગે પોલાદી સાંકળ બાંધી,
કરી કબજે રાખ્યો ગોંધી.
મન ગૌરવ હાથીનું ભાસે,
ફૂંકે ભૂણગાં પાડોશી પાસે:
ઉર બીક હતી પણ થોડી,
જમ, જાણવા દેતો ન કો હિ!
છતાં ભયથી થવા નિશ્ચંત,
તક લીધ વહેરવા દંત:
પછી રક્ષક થઇ રૂણિયાત,
કહે હસ્તિને શીખની વાત:—

ઉથલો:—

"કેવળ તુજ નિર્બળ તાણું, રક્ષણુ કરૂં શુભ રીત રે;
"ઘટતી મુજ ઉપકારના, વૃત્તિ ધરવી ચિત્ત રે."

(મૂળ ગત પ્રમાણે)

પણ એક સમે ખાર ધીર,
ગજે દાખવ્યું જન્મનું હીર:
કરી જોર ને સાંકળ ખેંચી,
બંધ જકડયું તરૂ નાખ્યું રેંશી!

હસ્તિ અચંબો પામે ઉર,
ધાર્યું–"નથી ટળ્યાં મજ નૂર:"
જોઈ હસ્તિનો આવો બનાવ,
સાધ્યો પાળકે બીજો દાવ.
કહ્યું ગજને ધરાવી શોક–
"તરુ સડી ગએલું એ ફોક:"
પછી જબ્બર દીવાલ પ્રતિ,
જડયો સાંકળે સજ્જડ હસ્તિ.

ઉથલો:—

તે પળથી પાળક, વધુ રાખ્યોં રહ્યો સંભાળરે:
હસ્તિ યે વિચારતો તે દિનથી નિજ હાલરે.

(મૂળ ગત પ્રમાણે)

આમ સ્વલ્પ વિત્યા પછી કાળ,
ગજે વિનવ્યું થઈ કંગાલ:
ગજ ભાષાજ્ઞ, જ્ઞાન નિપૂણ,
તેણે કહ્યું ધરી શીલ–ગુણ:–
"આતો બેડોળ પગ બનાવે,
"ચાલી શકું નહિ હું સ્વભાવે!
"પહેરી કંટાળ્યો સાંકળ ભારે,
"બંધ હલકો જોઈએ મારે."
ઘણા ગંભીર વિચાર અંતે,
ચર્ચી ચર્ચા અતિ હસ્તિ પ્રત્યે:
ત્યજી સાંકળ, દોરડું બાંધ્યું,
મધ્યે પોલાદ સંગીન સાંધ્યું!

કથલો:—
પ્રેક્ષક ગણુ, નિરખી રૂડો બાહ્ય ફેર સપ્રમાણુ રે:
રક્ષકના વિશ્વાસનાં કરતા હતા વખાણુ રે.
(મૂળ ગત પ્રમાણે)

પણ ભિન્ન અનુભવ ભાસે,
હસ્તિ શિથિલ, મન વિમાસે:
વીત્યો ફરીથી સ્વલ્પજ કાળ,
ગજ ગુજારે વિતક—હાલ:—
"કાઢી રક્ષણુની નિજ રાશ,
"બાંધો રેશમી દોરને પાશ:
"મુજ જીવનને હું એ શોભે,
"શ્રદ્ધા આપણી ગવાશે લોકે."
મન રક્ષક તો ગભરાય,
આમ દલીલો દર્શાવાય:—
"તૂટે દોરી અને છૂટી, વને
પડે ભૂલો: ચિંતા તેની મને,

કથલો:—
"સ્થિાત કફોડી થાય ને કોઈ ન લે સંભાળ રે:
"દુ:ખથી કે ભૂખથી કદિ પામે મૃત્યુ અકાળ રે."
(મૂળ ગત પ્રમાણે)

હાથી સાંભળી આવાં કહેણુ,
ચિત્ત ચમકી વદતો વેણુ:—
"દોરી ભાવિબળે તૂટી જાય,
"હોય તમા ન ધરો જરાય:
"કદિ ભૂલો પડીશ હું વને,
"હોય ભોજન મળશે મને:

"મારે માટે ધરાવો ન શોચ,
"મારે માટે ન રાખો સંકોચ."
સુણી રક્ષક વધુ મુઝાય,
પછી ઉત્તર આમ અપાયઃ—
"ભર્યું હિંસક પ્રાણીથી વન,
ઉતરડી લે કદિ તુજ તન.

કથલોઃ—

"નથી દાંત તારે હવે, રક્ષણનો ત્યજી ખ્યાલ રે,
"હળવાં, ઢીલાં બંધનોનો છોડી દે જ્જાલ રે."

(મૂળ ગત પ્રમાણે)

હસ્તિ સ્મિત કરે સુણી કહેણ,
સૂંઢ હલાવી વદતો વેણઃ—
"યથા ઠસાવો શક્તિક્ષીણો,
"નથી તેટલો હું બળહીણો.
"વળી કુદરતે દીધ દંત,
"તેનો આપેજ આણ્યો છે અંત:
"હશે દુશ્મન વનમાં ત્હોયે,
"નહિ મિત્રોની યે ખોટ હોયે."

કથલોઃ—

સુણી, રક્ષક રોષથી વદો—"નિમકહરામ" રે;
ચાલે વાદવિવાદ, એ વચ્ચે "હજુય આમરે.[1]

૨ : ૭ : ૧૯

---

૧ "મોડર્ન રિવ્યુ" એપ્રિલ ૧૯૧૮ ના અંકમાં પ્રિયસેના છપાયલા "Parable" નામના લેખનો પદ્યબંધ અનુવાદ.

# એક વીર બાળકની કથા.

રાજવી રત્નરાશિ શા, સ્થાપી આજ સ્વરાજ્યને;
નિરાંતે શાંતિથી નિદ્રા શિવાજી મહારાજ લે.

પોઢાડે ફૂલી હસ્ત-છાંય ધરી, ને લે ભૂમિ ઓવારણાં,
નિદ્રા મીઠી, મૃદુ, ગુલાબી નિશથી, મિચાય છે લોચનો:
વાયુ મન્દ વહી શિવાજી નૃપને, સ્વર્ગીય વિશ્રામ દે,
મીઠાં સુખ, સ્થિતિ સુસ્વસ્થ દીસતી ઋણે ફીટયા પ્રાણને!

કિન્તુ નાડી વિષે હજુય ઉછળે શોણિત શૌર્યે ભર્યું,
નિદ્રા કોમળ ફેરવે કર છતાં, ધીમું ન કેમે કર્યું!
"મ્હારો ધર્મ, પ્રજા-ભૂમિ" સ્મરણ આ વ્હેતું સદા અંતરે,
વન્દે એ વીરમૂર્તિને લળી લળી અંજાઇ નિદ્રા નૂરે.

શિવાજીની પ્રભા વિષે, નિદ્રા જ્યાં તન્મય બને;
ન ધારેલું નિમંત્રે કો આવી, એ વીર આત્મને !!

થતાં નૃપાળની આજ્ઞા નિદ્રાયે સરકી ગઇ;
ઝીણી વિદ્યુત શી સતાં ફેરવે નૃપ સ્વસ્થ થઇ.

"મરીશ કે મારીશ" આ ખ્યાલ :
ખુની ચક્ષુ ખુલ્લાં વિકરાળ !
કાળમુખુ ખંજર તૈયાર—
ધરી કર, સંમુખ ઊભો બાળ :

સ્હામે ઝીણી દીપકજ્યોત—
અંકિત કરતી નૂરનું મોત!
જાગ દે વળી ખુની ખંજર માંહ્ય,
શિવાજી ને ના સાચેત કાંય!

સૃષ્ટિનાં તત્ત્વથી તોળ્યાં, જીવન પૂર્વે તપોબળે:
રહે ત્હોયે પુષ્પાળો અસિની ધાર ઉપરે!

એજ રાજા, પ્રજાગે આ: પડ્યો કોણ પઢાવતું?
રમે શ્વાસે શિવાજીના "યથા રાજા તથા પ્રજા:

વીંધી બધા વિષમ પન્થ મહા પ્રયત્ને,
આવેલ જે મરણીઓ બની બાલ અત્રે:
એ કેશરી ક્યમ ચૂકે કરીને મળ્યો દા?
ઉગામ્યું ખંજર અને કરવા ગયો ઘા.

શિવાજી સાવધ સૂતા પણ શસ્ત્રહીન!
વિચાર ભૂલી સઘળા: ભૂલી થાવું ખિન્ન:
આત્મબળે પકડ્યું ખંજર વાળ્યું કાંડું,
ને ઘા ચૂકાવી દીધ બાલ તણો પહેલો!

ઉઠે શિવાજી થઈ સ્વસ્થ, તથાપિ તેવે,
વક્ષઃસ્થળે ચઢી, બીજે કર શસ્ત્રને લે:
"શું શક્તિ આ" ક્ષણ શિવાજી કરે વિચાર,
લે જાન ત્યાં ત્વરિત કેશરી રાજ્યબાળ!

ખીલ્યો સ્વરાજ રૂપ છોડ હજુ નહોતો,
ને આમ તે ઉપર ઘા નવ છાજતો'તો :
ઇચ્છા જુદી પ્રભુ તણી પણ માનવીની,
ધાર્યું કરે ઇશ વિચારી પવિત્ર નીતિ.

પ્રભુની પ્રેરણા દ્વારા, રક્ષતા નૃપ મૌતથી:
ધસ્યું કો બાલની પૂંઠે: ખેંચ્યું ખંજર હાથથી.

ખંજર ખોતાં બળહીન બાળ,
ઉભો અગણિત કરતો ખ્યાલ;
મુખ પર પણ રમતું ભરપૂર,
શૌર્ય, ધૈર્ય, દૃઢતાનું નૂર.

રક્ષકજન પુરુષાર્થી પવિત્ર,
નાનાજી જે નૃપનો મિત્ર;
ખુની સમ્બન્ધી આજ્ઞા ચહે,
શિવાજી ખુનીશું કહે:—

"વ્હોરી ભયંકર દોષ, ઊભો છે અડગ પગે કેવો !
"કરવો દેશનિકાલ, ઘટે કે જાન જ લેવો :
"બોલ બોલ ક્રૂર બાલ, ભમાવ્યો કોણે નીચ કૃત્યમાં ?
"ચહે ગુન્હાથી મુક્ત થવા, તો સાચી કહે ઘટના."

નમાવી વિનયે શિર ખુની ગંભીર થઇ બોલે:—
"કરો સજા અપરાધ તણી આ ઊભો તમ ખોળે:

"સત્ય એજ અમ ધર્મ, પઢાવે પાલક મુજ એવું,
'સત્ય વદી લઉં લાંચ–ક્ષમાની: અવળું એ કેવું?

"પૂછશો ના પુરપાલ! કશું યે મારે નથી કહેવું,
"કહીને બહુના પ્રાણ–હર્યાનું નિમિત્ત ના લેવું:
"શકો લઈ શું જાન, જાન આપું છું લઇ લ્યો,
"આજ્ઞા વણુ હા! મૃત્યુ ધપે શી સત્તાથી, કહી દ્યો!

"કરે મરણ આ વીરરક્તમય જયી: બાહુબળથી,
"માર્યું નથી પણ જીત્યું જન્મ લઇ મૃત્યુ અંતરથી;
"ફરજ બજાવી મરૂં, મરણ છો લઇ જાતું સ્વર્ગે,
"નિર્બળ બની, લઇ ક્ષમા ન ચ્હાતો જાવા અપવર્ગે."

ભિન્ન ભાવો સ્ફુરે ઉરે, છુપાવી એ નિજ સમે;
રક્ત નેત્ર ઊભા જોતા શિવાજી: અપરાધીને.

ઉશ્કેરાયા ખુની પ્રત્યે, શક્યો ના સહી વાણીને;
તાનાજીને રજા ન્હોતી, કરે શું ક્રોધ આણીને?

"સ્વામીજી! શું વિચારો છો?" ચેતાવે કહી નૃપને:
શિવાજી ખુની શું બોલે ઢાંકી મૂળ સ્વરૂપને:–

"દયા રે'મથી આપત ક્ષમા,
"મને ન મુજ જીવનની તમા;
"કિન્તુ નિજ અવસાનની સાથ,
"ધાર્યાં કારજ કથળી જાત.

"શકું સમાવી ન તીરસ્કાર,
"ક્રોધ, હૃદયજુસ્સાનો ભાર:
"તથાપિ આ તુજ બાલવદન,
"ફરજ, દયા પ્રકટાવે મન.

"કરે પુનઃ આજ્ઞા—સત્ય કહે,
"શાસક - વચને શ્રદ્ધા લહે;
"સત્રળાંને હું કરીશ માફ,
"જ્ઞાની જે કહે સાચી વાત."

ટક્યું બ્રહ્માન્ડ આ આખું, શ્રદ્ધા રૂપ અઠીંગણે;
વહે નૌકા ભવાબ્ધિમાં, સત્રળાંની શ્રદ્ધા વડે.

પ્રભુનાં સૂત્રમાં શ્રદ્ધા, શ્રદ્ધા એની નીતિ વિષે:
શ્રદ્ધાળુ તેથી મુની એ ફોડે ભેદ બધો હવે:—

"પ્રચંડ આપના યુદ્ધમાં પ્રભુ!
"મરણુ તાતનું ત્યાં થયું હતું:
"વિજયને વિત્યાં આજ વર્ષ બે,
"અમ અનાથની ભાળ કોણુ લે?

"મુદત જે વીતી તાત મોતને,
"અસહ્ય વૈર છે અન્ન-દાંતને;
"ઝૂંપડીમાં વલોપાત ના સહું,
"વૃદ્ધ પાશે દુઃખી માડીનોજ હું:

"કર્મની કર્મની શું કળે વળે ?
"દરદ દીનનાં સુખી શું કળે !
"હૃદયભેદા મા રંકડી રડે,
"કઠિન કાળજે દાસ આ સહે !

"રૂદન, દાઝ ને લાગણી નવી,
"નવીન રૂપમાં ભૂખથી વળી;
"સમય સ્થિતિ સાધી સુભાનજી,
"જનનીને કહે આમ રાયજી :—

"નામના એ શિવાજીનો ઘટે અંત જ આણવો ;
"વસુ બહુ સહસ્ર જે કરે એ નાશ પ્રાણનો :"

"ઝડપ્યું બીડું જનનીએ,
"મહા દુઃખે દુબળી બનીને ;
"ખૂનનું સોંપ્યું મુજને કામ,
"મરૂં—મરૂં" ચહી આવ્યો આમ.

"આજ્ઞાધિન આ જનની બાળ,
"નિષ્ફળ યત્ને છે લાચાર;
"શું મુખ લઇ પાછા ફરવું,
"બ્હેતર માનું અહીં મરવું.

"મારો, મરવા છું તૈયાર,
"કરો ન સારાસાર વિચાર;

"મરવા નિર્દોષે અવતાર,
"મરવું નિર્દોષે ધન્ય કાળ :

"વચન પ્રમાણે દઇ ઇન્સાફ,
"અન્ય બધાંને કરશો માફ."

જેના હોષ્ટ પીસાય દંતબળથી, જ્વાળા ઝરે નેત્રમાં,
વચ્ચે વાત સુણી સુણી ઉભયનાં રોમાંચ ઉંચા થતાં;
દષ્ટિ આપસમાં અવાક્ કરતાં, જોતા ઘડી બાળને,
તાનાજી વળતી વદે નૃપપ્રતિ, "લેવો ઘટે પ્રાણને."

સ્વીકારે સૂચના શિવાજી: સમજી શૌર્યે ભર્યાં બાળનાં,
ન્હાનાં નિર્મળ નેત્રથી અમી સમાં ઉન્હાં ઢળ્યાં આંસુડાં;
ન્હોતું શૌર્ય ડગ્યું, વીરત્વ અથવા, જીવ્યા તણો મોહ ના,
ખૂંચે એકજ આ અકાળ મરણે માતા તણો સ્નેહ હા!

યાચંતો અવસાનકાળ સમયે, થોડી ક્ષણોની રજા,
છેલ્લી આશિષ—માડી દર્શ અરથે થોભાવતો'તો સજા;
"શાનો પણ વિશ્વાસ શિશુ વચને," શંકા બતાવી નૃપે,
"છૂટયો મોત મુખેથી જે મરણીઓ રે'વા ન દે તે મુખે."

"ગદ્ગદિત કંઠથી ખુની કરણ રવે કહે:—
"પરિચિત નથી ત્હેને સ્વામી! જરા ઘડી ઘો ગૃહે:
"નસ નસ વિષે વ્હેતું સાચું રુધિર મરાઠીનું,
"પણ" નહિ ચૂકે જેનામાં છે પ્રજા પિતુ એકની.

"બાલ્યાવસ્થા સ્મરશે પોતે, સ્મરશે વાત્સલ્ય માતનું;
"ભૂસાતી ના મીઠી મેળી વેળા એ કદી કોઇથી.

"કહ્યો મેં ભેદ છૂપો, તે વિશ્વાસે—આપ વેણથી:
"રહો વિશ્વાસમાં મારા, સ્વામી ! આ ખૂન ના નથી."

મુદત લઇ બે ઘટિકાની,
ખુની ગયો પાસે માની
રાજ્યગૃહે શાંતિ ફેલાઇ,
સ્વલ્પ કાળ નવ બોલ્યું કોઇ.

તાનાજી કંઇ કહેવા જતો,
નૃપ વદે ઉપકારી થતાં:—
"મિત્ર! દીધું તેં જીવિતદાન,
"અંતોષું શું દઈ ઇનામ ?"

"ફરજ અદા કરવામાં આમ,
"ઘટે ન લેવું, દેવું ઇનામ:
"તોય ઝીલી અભિરુચિ આજ,
"સમયે કંઇ યાચીશ મહારાજ !"

સમાધાન કરી તાનાજી,
કહેતો નૃપ પ્રતિ ગાજી:—
"સુભાનરાવ કરે શો કેર ?
"આપશું એને શાનું વેર ?

"નિજ રાજ્યબળમાં કળ કરી સુભાન-બન્ધુ ભગવાન જે,
"રણરંગ રાખ્યો પૂર્ણ ને ખોયો હતો નિજ આત્મને:
"તે વેળ મેં સુભાનને આપેલ 'પણ' પોષણ તણું,
"થઈ'તી સ્વરાજની સ્થાપનામાં વિસ્મૃતિ: તે સાંભર્યું.

"નહિ દોષ એ વીરપુત્રનો, નહિ દોષ વીર સુભાનનો:
"કે દોષ દેવો ભૂલને વા દોષ મારી વાણનો."

× × × × × ×
× × × × × ×

અધૂરી વાતની વેળે આવી બાળ ઊભો રહ્યો;
પ્રફુલ્લિત્ શાન્ત, આનન્દી વિકાસિત કુસુમશો!

"ક્ષણો થોડી ભલે જાસ્તી થોભવું હતું માત શું;"
ઉરભાવો-ધરી બોલ્યા શિવાજી, વીર બાળ શું.

આવેલો દોડતો તેથી માતો શ્વાસ ન મુખમાં;
નમી ખુની વદે ત્હોયે છેલ્લી પળનાં સુખમાં:-

"આપેલી તે મુદત કદી હું જાણતું જો ન સ્વામી!
"શ્રદ્ધા જતાં ત્રિવિધ તર્કો થાય શંકાજ પામી:
"ધાર્યું'તું મેં સઘળું કથવા માંડીને શાન્ત ચિત્તે,
"રે! રે! કિન્તુ હૃદય અહ! ના ચાલ્યું કોઈજ રીતે."

કંઠ રૂંધાયો ભિંજયાં નયન,
બોલી શક્યો ના વધુ વચન;
આશ્વાસન દે શિવાજી,
દુમો શમાવે તાનાજી.

"ધારેલું તેં જ્યાં માને કહેવાયું કશું કેમ ના!"
જીજ્ઞાસા માટ ના કિન્તુ હેતુથી નૃપ પૂછતા.

આજ્ઞાનો ન અનાદર કરી,
તૂટેલ કંઠે બોલ્યો ફરી:
'આવ્યો જ્યારે ગુહ્યાવાસ,
"હોતી માને મારી આશ.

"સુખ રૂપ દીઠો પાછો ફર્યો,
"દૂરથી મા લે ઓવારણાં:
"બાળઘેલી બની બચી કરે,
"હૈયું હર્ષ ઉપકાર ધરે.

અસીમ વત્સલતાના પુર બળે,
હૈડેથી નયણે નિતરે:
અનુભવ્યું ઘણું આવું બધું,
કેમ, કયા શબ્દોમાં વદું?

"જનની આનન્દીત એ સમે:
"પ્રહાર કરવા કોને ગમે?
"ઉઠી અંકથી રમવા જાય,
"એમ દોડી આવ્યો છું રાય!

"જ્યારે ત્યારે થાશે જાણ,
"વિલંબ શાને? લ્યો આ પ્રાણ;
"પેર કહાવશો આટલી વાણ:-
"વીરે વીર સમ છોડ્યા પ્રાણ."

પ્રાણ સાથે દબાવ્યો વીરના વિશુદ્ધ પ્રાણને;
શિવાજી કહે પૂર્ણ સ્નેહે ચાંપી હૃદય-બાળને:—

"મુજ રાજ્યમાં ત્હારા સમોવડ હોય જો બુજ રાજવી,
"તો અસ્ત થાયે ના કદી આ દેશ ઉદયનો રવિ;
"કુન્દન કસોટી થઇ પુરી: શોણિત સાચું તુજમાં,
"હે ભેટવા વ્હાલા! "તું મારો" ભેદ ગણુ ના મુજમાં."

દીધું જીવિતદાન એકલવાયા માતને:
બોલે કેશરીબાળ "ભૂલીશ નહિ હું આપને."

"છે સ્નેહ તુજ જનની પ્રતિ શુદ્ધ જેવો,
"આ ભોમ-રાજ્ય પ્રતિ પૂર્ણ તું રાખ તેવો;
"ને ટેક, એકવચની! તપ તેજ તારાં,
"દેજે શરાતન, અધુંય: સ્વદેશ માટે."

મટ્યા શત્રુ બન્યા મિત્રો આત્મઐક્ય સમીક્ષકે;
નાનાજીએ નિવેદ્યું ત્યાં સમાધાન ભલું થતાં:—

"યાચવાની હતી મ્હારે જે બક્ષીસ અગાઉ તે—
"બાલજીવિત દાનની: વણ માગ્યે ફળી આ તકે:"

ઘણાંને શીખવ્યા જેણે પાઠ દેશાભિમાનના;
નામાંકિત સ્વામીભક્ત એ માલોજીરાવ નામના.

ઇ. સ. ૧૯૧૬.



દેશના નેતાઓની

જયંતીઓ અને સંવત્સરીઓ-

તેઓની ભાવના સાથે.

## ડૉ. દાદાભાઇ નવરોજજી.

**જયંતી:** તા. ૪: સપ્ટેમ્બર: ૧૮૨૫.
**સંવત્સરી:** તા. ૩૦: જૂન: ૧૯૧૭.

તેઓની ભાવના:—"Government must act upon those noble principles throughout the Empire, and give the Indians the rights which are theirs 'as if living and born in England'. Self-government is the only way in which the Indians can enjoy these rights 'as if living and born in England'.

(ભાવાર્થ)

"વસ્યા ઈંગ્લાંડ ભૂમિમાં હોય હિન્દી અવતર્યા;
ઉમદા શાસને તેવા શાસકે હક્ક બક્ષવા.
ઈંગ્લાંડના વાસી જેવા જ લ્હાવ લે હિન્દના જનો;
સ્પષ્ટ છે માર્ગ તે માટે: અર્પો હક્ક સ્વરાજ્યનો."



## ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનાડે.

**જયંતી:** તા. ૧૮: જાનેવારી: ૧૮૪૨.
**સંવત્સરી:** તા. ૧૬: જાનેવારી: ૧૯૦૧.

તેઓની ભાવના:—"The true end of our work is to renovate, to purify and also to perfect the whole man, by liberating his intellect, elevating his standard of duty and developing to the full, all his powers."

[ ભાવાર્થ ]

"સૌ માનવીની શક્તિના સંપૂર્ણ વિકાસે તથા,
કર્તવ્યના ઉચ્ચ ધોરણે તેજસ્વી કરી બુદ્ધિમતા;
માનવજીવનની ઉન્નતિ, સમ્પૂર્ણતા, વિશુદ્ધતા
કરવા વિષે નિજ કાર્યનો અંતિમ હેતુ સર્વથા."



## કર્મયોગી ગોપાળ કૃષ્ણ ગોખલે.

જયંતી: તા. ૯: મે: ૧૮૬૬

સંવત્સરી: તા. ૧૯: ફેબ્રુઆરી: ૧૯૧૫

તેઓની ભાવના:—"The only solution that is possible—a solution demanded alike by *our* interests and by *your* interests, as also by your national honour—is the steady introduction of Self-government in India"

---

ટીપઃ—ઘણે અંશે "ભાવાર્થ" અનુષ્ટુપમાં છે: કોઇક સ્થળે હરિગીત છંદમાં છે.

[ ભાવાર્થ ]

"સ્વાતંત્ર્યનો અધિકાર આપની જન્મભૂમિમાં ભોગવે,
છે માન તે તમ દેશને–જો હિન્દને ય સ્વરાજ દ્યો:
દ્યો, શક્ય છે તે આપવું:
ને હિત એનું ત્યાં રહ્યું."



## લો. મા. બાલ ગંગાધર ટિળક.

જયંતી: તા. ૨૩: જુલાઇ: ૧૮૫૬

તેઓની ભાવના:— "Home-rule is my birthright and I want it."

( ભાવાર્થ )

("ભીક્ષા એ ન્હોય દેવાની યાચના નથી તાજને;)
હક્ક છે જન્મથી મારો માગું હકે સ્વરાજ્યને."



## મિસિસ ઍનીબિસંટ.

જયંતી: તા. ૧: ઑક્ટોબર: ૧૮૪૭

( ગોરજ સમય, કલાક ૫: ૪૮ મિનિટ )

તેઓની ભાવના:—"No nation can preserve its freedom, unless its sons and daughters are educated in the spirit of the race, by its citizens."

( ભાવાર્થ )

"સંતાનો નિજ ભૂમિના, ભૂમિને જ અનુકૂળ;
પડે ના પાઠ તો ક્યાંથી, જાગવે છુટનાં મૂળ?"



## કર્મવીર મોહનદાસ કરમચંદ ગાંધી.

જયંતી તા. ૨: ઑક્ટોબર: ૧૮૬૯

તેઓની ભાવના:—"If people, in order to secure redress of wrongs, resorted to soul-force, much of the present suffering would be avoided."

( ભાવાર્થ )

"અન્યાયોથી થવા મુક્ત, જો આત્માબળ વાપરે:
પ્રજાનાં તો ઘણાં કષ્ટો નષ્ટ થાય જ આખરે."



## મહાકવિ રવીન્દ્રનાથ ઠાકુર *

તેઓની ભાવના:—"Freedom first breaks the law and then makes laws which bring it under Self-Rule."

( ભાવાર્થ )

"તોડે છે કાયદાઓને પ્રારંભે જ સ્વતંત્રતા;
રચે છે આત્મસંયમી સાચા કાનૂન તે પછી."

---

* જન્મ સાલ ઈ. સ. ૧૮૬૧.

## નામદાર મહુમદઅલ્લી જીણા.*

તેઓની ભાવના:—"India wants to raise herself to a status which would command the respect of the nations of the world for her and which will be befitting her national honour and self-respect."

( ભાવાર્થ )

"સ્વમાને સૌ શ્રેષ્ટ દેશોની સ્થિતિ શુદ્ધ પામવા:
ચહે આર્યાવર્ત વિશ્વે માનનીય પ્રજા થવા."



## પંડિત મદન મોહન માલવિય*

તેઓની ભાવના:—"Preach the great Mantra, the humane religion of Self-government, or Swaraj or Home Rule, in every home, in every part of our country."

( ભાવાર્થ )

"મન્દિરે મન્દિરે કિંવા સર્વ-દેશ વિભાગમાં;
ઉપદેશો એક શ્વાસે મંત્ર મૂખ્ય સ્વરાજ્યનો."



---

*જન્મ તિથિ મળી શકી નથી.

## મિસિસ સરોજિની નેડુ.

જયંતી: તા. ૧૩: ફેબ્રુઆરી: ૧૮૭૯

તેઓની ભાવનાનો ભાવાર્થ:—

"પારણાને હિંચોળાતું જે ભૂજબળથી ભવે;
સત્તાથી તે હસ્ત વિશ્વે સામ્રાજ્ઞીપદ ભોગવે."



## સર દિનશાહ એદલજી વાચ્છા.

જયંતી: તા. ૧: ઑગષ્ટ: ૧૮૪૪

તેઓની ભાવના:—Would England refrain from complaining, supposing that the position of India and England was to-day reversed?"

( ભાવાર્થ )

"આજે ઈંગ્લાંડની સ્થિતિ કલ્પો-હિન્દ સમી બને:
ને હિન્દની ઈંગ્લાંડ શી; તો ઈંગ્લાંડ મૂગું રહે?"



## સર પિરોજશા મહેરવાનજી મહેતા.

જયંતી: તા. ૪: ઑગષ્ટ: ૧૮૪૫

સંવત્સરી: તા. ૫: નવેમ્બર: ૧૯૧૫

---

*જયંતીની મિતિ મળી શકી નથી.

તેઓની ભાવના:—"You cannot and ought not to emasculate a whole nation."

( ભાવાર્થ )

"સત્વહીણી બનાવો ના પ્રજા નિજ સમસ્તને;
શકય કિંવા નથી એવું: ઘટેયે નહિ આપને."



## મિ. રોમેશચન્દ્ર દત્ત.

જયંતી: તા. ૧૩: ઑગષ્ટ: ૧૮૪૮

તેઓની ભાવના:— "The womanhood of India has nobly joined in the patriotic work; and every true Indian, Hindu, or Musalman, Parsee, Jain or Christian, co-operates in the 'Swadeshi' movement and exerts himself for the industrial progress of his fatherland."

( ભાવાર્થ )

"આ દેશનું સન્નારીબળ સંયુકત છે જ 'સ્વદેશી'માં
શુદ્ધ હિન્દી જાત, સ્વદેશી હીલચાલે પરસ્પર રહાય છે:
નિજ પૂર્વજોના વતનની ઉદ્યોગ-ઉન્નતિ કારણે
મંડયા રહેશે આપ મેળે સર્વ: શ્રદ્ધા છે મને."



## મિ. સુરેન્દ્રનાથ બેનરજી.

જયંતી તા. ૧૦ : નવેમ્બર ૧૮૪૮

(સંવત ૧૮૮૧ બીજા શ્રાવણ વદ ૭)

તેઓની ભાવના:—"England has educated us, has awakened in our minds ambitions which she is bound to satisfy."

( ભાવાર્થ )

"ઇંગ્લાંડે કેળવ્યા: વાવ્યાં આશાનાં બીજ અંતરે:
આશાની સિદ્ધિ દેવાનો ધર્મ તેનો જ છે ખરે."



## સ્વામી વિવેકાનંદ.

જયંતી તા. ૯: જાનેવારી : ૧૮૬૨

( સંવત ૧૮૬૩ મકરસંક્રાન્તિ )

સંવત્સરી તા. ૪ જુલાઇ ૧૯૦૨

તેઓની ભાવના:— "Thou Hero, take courage, be proud that you are an Indian; say in pride: "I am an Indian, every Indian is my brother." Say: The ignorant Indian, the poor Indian, the Brahman Indian, the Pariah Indian, is my brother."

( ભાવાર્થ )

"ધર હામ ને મગરૂર થા વીર! હિન્દી વદ તું ગૌરવે
"હું હિન્દી છું, સૌ હિન્દીવાનો બન્ધુ મારા" આ ભવે
અજ્ઞાન હિન્દી રાંક કિંવા હોય હિન્દી બ્રાહ્મણ,
કહે "સર્વ મારા બન્ધુ છે"–ચન્ડાળ હિન્દી તે પણ."



## બાબુ બીપીનચન્દ્ર પાલ *

તેઓની ભાવના:—"God is eternally free, self-realised; so is everyman eternally free and self-realised. Freedom is man's birth-right."

( ભાવાર્થ )

"પ્રભુ છે સ્વાશ્રયી, મુક્ત: પ્રજાનો પણ ગુણ તે:
વ્યક્તિ સ્વાતંત્ર્ય, વ્યક્તિનો જન્મહક્ક અખંડ છે."



## પ્રો. ધોંડો કેશવ કર્વે.

જયંતી: તા. ૧૮: એપ્રીલ: ૧૮૫૭

તેઓની ભાવનાનો ભાવાર્થ:—

"મહિલાઓ આર્યભૂમિની શિક્ષિત બની નથી;
ત્યાં સુધી છે સ્વપ્ન જેવી દેશની શુભ ઉન્નતિ."



---

* જન્મ સાલ ઇ. સ. ૧૮૫૮.

## પંડિત અયોધ્યાનાથ.

સંવત્સરી: તા. ૧૧: જાન્યુઆરી: ૧૮૯૨

તેઓની ભાવના:—"Every true Englishman, with whom the love of liberty is an instinct, must rejoice in his heart to witness that that proud day in the history of the British occupation of India has come, when the children of the soil have learnt to stand upon their feet, and are now claiming their just Rights in a constitutional manner."

(ભાવાર્થ)

"સ્વાતંત્ર્યપ્રિય અંગ્રેજ સાચા, સર્વ સુણી હર્ષિત થશે,
જેનાવડે સુત હિન્દના સ્વાશ્રય શિખ્યા—ધન્ય દિવસે :
ને હક્ક નિજ માગી શકે."



## મિ. આર. એન. મધોલકર.

જયંતી: તા. ૧૬: મે: ૧૮૫૭

તેઓની ભાવના:— "Self-Government is the goal of our political ambition."

( ભાવાર્થ )

"અમારૂં છે લક્ષ્ય એક રાજકીય પ્રવૃત્તિમાં;
કરીશું તે સાધ્ય, મૂકી "સ્વરાજ્ય હેતુ" કૃતિમાં."



## મિ. વ્યોમેશચન્દ્ર બોનરજી.

સંવત્સરી: તા. ૨૧: જુલાઇ: ૧૯૦૬

તેઓના ભાવના:—"What we want is that there should be responsible Government in India."

( ભાવાર્થ )

"રાજ્યસતા હિન્દ વિષે જોખમદાર થવી ઘટે
વાંચ્છના એ અમારી: ના વિના સ્વરાજ્ય તો મટે."



## મિ. અબ્દુલ રસુલ.

સંવત્સરી: તા. ૩૧: જુલાઇ: ૧૯૧૭

તેઓના ભાવના:–"No government can be a good government which has not the approval and support of the governed."

( ભાવાર્થ )

"પ્રવર્તાતું રાજ્ય જે શું તેની સલાહ-સંમતિ-
સિવાયે ના બને સારૂં રાજ્ય, શાસકનું કદી."



## મિ. અરવિંદ ઘોષ.

જયંતી: તા. ૧૫: ઑગષ્ટ: ૧૮૭૨

તેઓની ભાવના:—"Alien government, by removing responsibility and the natural motives for public spirit, tends only to unfit a subject people for independent action."

(ભાવાર્થ)

"પ્રજાના ઉત્સાહની જે જીજ્ઞાસાઓ કુદરતી—
તથા જોખમદારી, તેને હઠાવી શાસન વતી,
અધિકારી થવા ના દે વ્યક્તિસ્વાતંત્ર્ય કાર્યના;
મુશ્કેલી મૂખ્ય દીસે આ વિદેશી-રાજ્યમાં!"



## મિ. લાલમોહન ઘોષ.

જયંતી: તા. ૧૭: ડિસેમ્બર: ૧૮૪૯

તેઓની ભાવના:—"If you deliberately choose to close every avenue to our legitimate aspirations, do you really think that you are strengthening the loyalty of the Indian people?"

(ભાવાર્થ)

"અમારી યોગ્ય ઇચ્છાઓ, દબાવાનું ગ્રહ્યા થકી:
વફાદારી હિન્દીઓની માનો શું સંગીન થતી?"



## સર વિલ્યમ વેડર્બર્ન.

જયંતી: તા. ૨૫: માર્ચ: ૧૮૩૮

સંવત્સરી: તા. ૨૬: જાન્યુઆરી: ૧૯૧૮

તેઓની ભાવના:—"Appeals to unselfishness, to justice, and to humanity will ever find a sure response from the great heart of the British people."

( ભાવાર્થ )

"નિઃસ્વાર્થી ને હશે ન્યાયી દયાળુ યદિ માગણી
સત્કારાશે બ્રિટિશોથી તો નિશ્ચે: એ લાગણી."



## છત્રપતિ શિવાજી.

જયંતી: વૈશાખ સુદિ ૫.

તેઓની ભાવનાનો ભાવાર્થ: -

"પ્રભુતા, જન્મીને પામી, જો ના કાંઇ બને વધુ
ધર્મ, ભૂમિ–પ્રજા અર્થે અર્પું આ જીવન બધું."



## મહારાણી વિકટોરિયા.

જયંતી: તા. ૨૪ મે ૧૮૧૯

તેઓની ભાવના:—"In their (Indians) prosperity will be our strength, in her contentment, our security and in their gratitude, our best reward."

( ભાવાર્થ )

"હિન્દની ઉન્નતિમાં જ અમારાં બળ ને ફળ;
સંતોષે હિન્દના સાચા; રાજ્યસ્નેહ નિર્મળ."



## ના. શહેનશાહ જ્યૉર્જ પાંચમા.

જયંતી: તા. ૩: જૂન: ૧૮૬૫

તેઓની ભાવના:—"What is wanted in our government of India is sympathy."

( ભાવાર્થ )

"જરૂરીઆત જેની છે હિન્દના રાજ્યશાસને;
અનુકમ્પાની મુખ્યત્વે–ભાસ્યું છે એમજ મને."



## શ્રી સયાજીરાવ મહારાજ.

જયંતી: તા. ૧૭: માર્ચ: ૧૮૬૩.

તેઓની ભાવના: –"While the State was asking so much from the individual, it was necessary for it to see that it gave in return everything that was required for the full development of individual life and individual liberty."

( ભાવાર્થ )

"રાજ્યની વાંચ્છના પૂરે પ્રજા: તેમજ શાસકે—
પ્રજાની ઉન્નતિ અર્થે ગોગ્ય તે બક્ષવું ઘટે."





***"Freedom is my new religion."***



# સ્વરાજ્ય સૂત્રાવળી

અને તેનું,

ભાવાર્થરૂપે પદ્યબંધ ભાષાન્તર.

1

The things that destroy us are injustice, insolence, and foolish thoughts; and the things that save us are justice, self-command and true thought.

*Ruskin.*

2

God has written a line of His thought over the cradle of every people. That is its special mission. It cannot be cancelled; it must be freely developed. *Mazzini.*

3

Liberty is not a means to a higher end; it is itself the highest political end. *Lord Acton.*

4

The greatest glory of a Ruler is to create popular Government.

*Solon.*

5

The natural rights of mankind are indeed sacred things, and if any public measure is proved mischievously to affect them, the objection ought to be fatal to that measure. *Burke.*

અન્યાયો, ઉદ્ધતાઇ ને મૂર્ખ તર્કોથી નાશ છે:
ન્યાયે, ને સંયમે, શુદ્ધ-ભાવે રક્ષણ આશ છે.

**રસ્કીન.**

૨

પારણે પારણે તેની, રેષા દોરેલ છે ઇશે;
ભૂસાશે આદેશ તે ના, સ્વાતંત્ર્યેજ વધ્યાં જશે.

**મેઝિની.**

૩

નથી તે ઉચ્ચ સ્થિતિની વસ્તુ માત્ર-સ્વતંત્રતા:
સ્થિતિ પોતેજ ઉંચી છે રાજકીય મહત્વમાં.

**લૉર્ડ એક્ટન.**

૪

પ્રજાની પ્રિયતા વાળું હોવામાં રાજ્યસાસન:
ચતું શાસકની મૂખ્ય કીર્તિ કેરૂં પ્રકાશન.

**સોલન.**

૫

માનવીના હકો જે જે સર્જાએલા કુદરતી—
શુદ્ધ તે વસ્તુ, તેને કો કાયદો નડતો નથી:
નડે કિંવા કાયદો, તો તેવા અશુદ્ધ કાનુનો—
નષ્ટ થાયે, તેમ વાંધો ઉઠાવે છો—પ્રજાજનો.

**બર્ક.**

**6**

Energy without organisation is futile; organisation without humanity is fatal. ***Bransford.***

**7**

The wrongs against which we now array ourselves are not common wrongs; they cut to the very root of human life. ***President Wilson.***

**8**

Liberty does not fail those who are determined to have it.

***Giuseppe Guribaldi.***

**9**

For whom should I work if not for the people? Born of the people, trusted by the people, I will die of the people. And I know no geographical or race limitations.

***Charles Bradlaugh.***

**10**

I am confident that we shall prove true to our faith, and our people, and that, come what may, we shall not rest until we have achieved our goal.

***Pandit Motilal Nehru.***

૬

વ્યવસ્થા-પદ્ધતિહીણા ઉત્સાહો નહિ કામના;
વ્યવસ્થાની પદ્ધતિ યે કરુણાહિણ છે ફના.

**ક્રોઇન્સફર્ડ.**

૭

નથી સામાન્ય અન્યાયો, જે સામે આપણે ઉભા:
માનવીના જીંદગી, તે જોખમમાંજ ઉતારતા.

**પ્રેસિડંટ વિલ્સન.**

૮

માનવી જે નિશ્ચયી છે સ્વાતંત્ર્યને જ પામવા;
મળે છે સ્વાતંત્ર્ય તેને: સ્વાનુભવેલ સૂત્ર આ.

**જોસેફ ગેરિબલ્ડી.**

૯

પ્રજાહિતાર્થે જન્મેલો, વિશ્વાસુ હું પ્રજાતણો;
પ્રજામાં ભોગ મારો હો : ભોગી ના દેશ-જાતિનો.

**ચાર્લ્સ બ્રૉડલો.**

૧૦

પ્રજાને ને ભરૂસા ને સાચા પાડશું આપણે;
શ્રદ્ધા છે : લક્ષ્યની સિદ્ધિ સૂધી જંપ નહિ મળે.

**પં. મોતીલાલ નેહરૂ.**

## 11

To serve one's own country is a Right inalienable from its people.

*Jotindranath Chaudhuri.*

## 12

Of all forms of tyranny, I believe that the worst is that of a Nation over a Nation.

*Macaulay.*

## 13

Liberty is the best antidote or medicine for discontent and disloyalty.

*H. H. Asquith.*

## 14

Our past viccissitudes and the experience we have gathered ought to make us certainly not sadder but wiser men.

*Romesh Chandra Mittra.*

## 15

Devote your own lives to the service of your country; strive to show yourselves constantly worthy of your cause. *Sir Henry Cotton.*

૧૧

માતૃભૂમિની સેવાનો હક્ક દેશ–પ્રજા તણો;
આપી તે ના શકાશે કો બીજાને : ચાહ્ય તે કરો.

**જ્યોતીન્દ્રનાથ ચોધરી.**

૧૨

જન્મે જે જે જુલ્મ તેમાં સહુથી ય ભૂંડો અતિ
" એક શિરે પ્રજા બીજી હોય તે : " સમજું નકી.

**મેકોલે.**

૧૩

કકાની ને અશાંતિની દબાવા સદ્ય લાગણી:
ઔષધી છે ઉમદા આ—એક, સ્વતંત્રતા તણી.

એચ્. એચ્. ઍસ્કિવથ્.

૧૪

ભૂતકાળે થયા જે જે ફેરફાર, અનુભવો;
અર્પશે તે નિરાશા ના, ડાહ્યા કિંતુ બનાવશે.

રોમેશચન્દ્ર મિત્ર.

૧૫

સમર્પો દેશ–સેવામાં તમારું જીવન બધું;
સત્ય અર્થે લઢો–તેની દર્શાવો પ્રતીતિ વધુ.

**સર હેન્રી કોટ્ન.**

**16**

Every pie you spend on a foreign article is a robbery of the limited resources of the country.

*A. C. Mozumdar.*

**17**

An able man shows his spirit by gentle words, and resolute actions; he is neither hot nor timid.

*Chesterfield.*

**18**

The inestimable boon of Self-Government, to which all human beings have a birthright, and which is long overdue.

*Jahangir B. Petit.*

**19**

( In speaking for ) the voiceless millions, it is not so much a right that we desire to assert, as a sacred duty which we aspire to perform.

*H. A. Wadia.*

**20**

(Home Rule League Day:—) We will work, we will agitate, we will suffer, till India wins Home Rule.

૧૬

વાપરો જેટલે અંશે વિદેશી વસ્તુને તમે;
લૂંટાતું તેટલું નાણું: ખોટ એટલી દેશને.

**એ. સી. મઝૂમદાર.**

૧૭

શક્તિમાનો, નમ્ર શબ્દે તથા દૃઢ કર્તવ્યથી;
આત્માનો દાખવે જુસ્સો: તપે ના; ડરતા નથી.

**ચેસ્ટરફિલ્ડ.**

૧૮

જન્મથી છે હક્ક સૌનો લ્હેણો જે બહુ કાળથી;
ઉમદા બક્ષીસ રૂપે વસ્તુ તેહ—સ્વરાજ્યની,

**જે. બી. પીટીટ.**

૧૯

હિન્દીવાનો અધિકારે અર્પે શાસનની નીતિ;
તે માટેના પ્રયાસો આ-ધર્મકર્ત્તવ્યની દૃષ્ટિથી.

**એચ. એ. વાડીઆ.**

૨૦

સ્વરૂપે પૂર્ણ જ્યાં સુધી પામે હિન્દ સ્વરાજ્ય ના;
ખમીશું, મંડીશું કાર્યે પ્રોત્સાહને અમે બધા.

**( હોમરૂલ ડે-જન્મકાળ. )**

**21**

The administration of government, like a guardianship, ought to be directed to the good of those who confer, and not of those who receive, the trust. *Cicero.*

**22**

Diverse we are in origin, in religion, in language, and in all our manners and customs. But we are none the less members of the same Nation. *Rajendra Lal Mitra.*

**23**

God is our Guide. No swords we draw,
We kindle not war's battle-fires;
By union, justice, reason, law,
We claim the birthright of our sires.
We raise the watch-word, Liberty!
We will, we will, we will be free.

**24**

God grants Liberty only to those who love it, and are always ready to guard and defend it. *Webster.*

**25**

All other Rule is misery, all Self-Rule is bliss.

*Manu.*

૨૧

રાજ્યસત્તા પ્રજા સાંપે પોતાના હિતને ચહી;
હૈડે તે હિતને વાસો : સત્તાધારીનું જ નહિ.

**સિસેરો.**

૨૨

ભલે ને ભિન્ન ભાષામાં, રિવાજે, પંથ–જાતિમાં;
કિન્તુ એકાત્મનો સૌયે સભ્યો એક પ્રજા તણા.

**રાજેન્દ્રલાલ મિત્ર.**

૨૩

અમારો છે પ્રભુ નેતા અમે ના અસિ તાણુતા,
તામસી યુદ્ધનો કિંવા અગ્નિ ના પ્રકટાવતા;
સંપે, ન્યાયે, કાયદાએ તથા વાજબી કારણે,
પૂર્વજોના જન્મસિદ્ધ હક્ક સૌ ઇચ્છતા અમે.
સત્વ તેનું એક શબ્દે સમાયેલ–"સ્વતંત્રતા"!
થશું નિશ્ચે થશું છુટા : શ્રદ્ધા છે નિજ આત્મમાં.

૨૪

પ્રભુ તેનેજ બક્ષે છે—ચાહે જેહ સ્વતંત્રતા;
રક્ષે બક્ષીસને—તેવી ધટે સર્જન સર્જતા.

**વેબ્સ્ટર.**

૨૫

દુઃખદાતા બન્નાંયે છે શાસનો શાસક તણાં;
એકલો સંતોષદાતા કારોબાર સ્વરાજ્યનો.

**મનુ.**

## 26

God will not seek thy race
Nor will He seek thy birth;
Alone will He demand of thee;
"What hast thou done on earth?"

*Persian Saying.*

## 27

Give me the liberty to know, to utter, and to argue freely according to conscience above all liberties.

*John Milton.*

## 28

The tide of National unity......by God's grace, will surely sweep away in its majestic onward course the unnatural and artificial barriers of race, colour, and religion.

*Hon. Nawab Syed Muhmmad Bahadur*

## 29

"Give us our just Rights, consider our reasonable demands, govern us on principles of equity and good conscience, and strengthen the foundations of the Empire by broadbasing it upon the people's will."

*Sardar Dayal Singh Majithia.*

૨૬

પ્રભુ પૂછે નહિ જાતિ, જન્મ કે કુળ શું હશે:
કર્યું શું જન્મીને વિશ્વે પ્રભુ એટલું પૂછશે.

**ફારસીસૂત્ર.**

૨૭

ઉરના સૂરની રાહે સ્વાતંત્ર્યના સ્વભાવથી:
"જાણવા"દ્યો, "બોલવા"દ્યો, "વર્તવા"દ્યો છુટથી.

**જહોન મિલ્ટન.**

૨૮

પ્રજાની આબાદી વેળા જ્યારે પ્રભુ કૃપા થશે:
વર્ણ કે ધર્મ જાતિનાં બાહ્ય સંકટ ફીટશે.

**ઓન, નવાબ સૈયદ મહમ્મદ બહાદૂર.**

૨૯

અધિકારો અમારા દ્યો, અર્પો—માગણી યોગ્ય તે
ભોગવો ન્યાયથી—સાચા ભાવોથી રાજ્ય—ભોગને
પ્રજાના સૌ અભિલાષોનું અવલંબન આદરો
કરો આ રાજ્યનીતિથી મૂળ બ્રિટનનાં ઉંડાં.

**સરદાર દયાળસિંહ મજીઠિયા.**

## 30

"There is still a bond of union which makes our hearts vibrate with sympathy and natural love, and a common affection for our Mother-Country."

*Raja Sir T. Madhava Rew.*

## 31

[ નામદાર વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલની ભાવનાનો ભાવાર્થ ગુર્જરગિરામાં જોશો. ]

## 32

"I cannot retrace my steps; I will not resign my office, even if the League be declared unlawful. I am ready to face any penalties which may follow on my decision."

*S. Subramania Iyer.*



" હજુયે હિન્દને હૈડે એવો સંપ વસેલ છે
જે સંપમાં બન્ધુભાવો ને ભૂમિપ્રેમ વસેલ છે."

**રાજા, સર ટી માધવરાવ.**

૩૧

સ્વરાજ્યે રાજ્યની શોભા, સ્વરાજ્યે યશ રાજને,
સ્વરાજ્યે હિત બન્નેનું વ્હાલું ઘટેજ તાજને.

**નામદાર વિઠ્ઠલભાઇ પટેલ.**

૩૨

" રાજ્યવિરૂદ્ધ લેખાશે સ્થાપેલી આ "લીગ" કદા;
હઠું પાછો ન : ત્યાગું ના : સર્જું છું વેઠવા સજા."

**એસ. સુબ્રાહ્મણ્ય આયર.**



"I do my duty

*to*

God Crown & Country."

---

"*God Sav: The King.*"